## વાંચીને વસાવવા યોગ્ય પુસ્તકો.

| | |
|---|---|
| હિન્દીની શ્રેષ્ટ વાર્તાઓ | ૨–૮–૦ |
| પુરુષાર્થની પ્રતિમાઓ | ૧-૧૨-૦ |
| ગોદ (સીયારામ શરણગુપ્તની નવલકથા) | ૧–૮–૦ |
| મહારાજ્યોની યુદ્ધશક્તિ (ડુંગરશી સંપટ) | ૨–૦–૦ |
| જાતીય રોગો (સત્યકામ) | ૧–૪–૦ |
| સ્ત્રીઓનું આરોગ્ય (ડુંગરશી સંપટ) | ૧–૦–૦ |
| વિશ્વ સાહિત્યની વાર્તાઓ (ભોગીલાલ ગાંધી) | ૩–૦–૦ |
| લગ્ન સાધના (સોપાન) | ૨–૮–૦ |
| લગ્ન એક સમસ્યા ,, | ૨–૦–૦ |
| શોધને અંતે | ૨–૮–૦ |
| મસ્ત ફકીરના હાસ્ય છાંટણા | ૨–૦–૦ |
| મસ્ત ફકીરનો હાસ્ય વિલાસ | ૩–૦–૦ |
| સુહાસિની | ૧–૦–૦ |
| દેવદાસી | ૧–૦–૦ |
| મારા વિના નહિ ચાલે | ૧–૦–૦ |
| દશમી | ૦-૧૨-૦ |
| બળવાખોર પિતાની તસ્વીર | ૨–૮–૦ |
| લયલાના પત્રો | ૨–૦–૦ |
| વિરાટ જાગે છે ત્યારે (ગુણવંતરાય આચાર્ય) | ૨–૮–૦ |
| કથા હાસ્ય | ૨–૮–૦ |
| કથા કલાપ | ૨–૮–૦ |
| કથા કલગી | ૨–૮–૦ |
| નેચર ક્યોર | ૨–૦–૦ |
| હઠીલાં દર્દોમાં કુદરતી ઉપચારો | ૧–૮–૦ |
| ભયંકર ભુજંગ | ૧–૮–૦ |
| માયાની પુતળીઓ | ૧–૪–૦ |
| પારસમણી અને હૃદય તેજ (Will Power) | ૨–૮–૦ |
| ગુલે પોલાંડ (ઉમાશંકર જોષી) | ૧–૦–૦ |
| પોલાંડનો તારણહાર | ૧–૦–૦ |

જીવનના ઝંઝાવતોનો અચળતાથી સામનો કરનાર, રસિક ગ્રામ્ય યુગલની જીવનસ્પર્શીય હૃદયવિદારક ઉત્તમ કરૂણકથા

# દેશવટો

[પ્રથમ ખંડ]



: લેખક :

ભારદ્વાજ



: પ્રકાશક :

સી. શાંતિલાલની કંપની

બુકસેલર્સ : : પબ્લિશર્સ

૮૬, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ, ૨.




: પ્રકાશક :

શાંતિલાલ લક્ષ્મીશંકર પંચોલી

સી. શાંતિલાલની કંપની

૮૬, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ, ૨.






કિંમત રૂ. ત્રણ




: મુદ્રક :

રામદાસ ઇ. પટેલ

રજની પ્રિન્ટરી

પ્રિન્સેસ સ્ટ્રીટ,

મુંબઇ ૨




# પ્ર૦સ્તા૦વ૦ના

હિન્દુસ્તાન ગામડાંઓનો દેશ: ખેતી પર એનો આધાર: ખેડૂતો એની કરોડરજ્જુ. એ ગામડાં, એમાં વસતા ખેડૂતો અને એમની ખેતી–એ તમામની આજે દુર્દશા છે. ખેડૂતો પ્રાયઃ નિર્ધન અને નિરક્ષર હોઇ ગળા સુધી દેવામાં ડૂબેલા હોય છે. શાહુકારો અને સત્તાનો અનર્થ કરતા નોકરોની ભીંસ વચ્ચે ખેડૂતોના કેવા હાલહવાલ થાય છે અને ધર્મને નામે ધતીંગ ચલાવનારા ઊજળા ઠગો તેમની દુર્દશામાં કેવું ઉમેરણ કરે છે એ આ નવલકથાના પાત્રોની મૂંગી વેદનાઓ કહી આપશે.

દેવો અને મોંઘી હિંદના કંગાળ માનવીઓના પ્રતિનિધિઓ છે. એમની વિટંબના તે સારાયે હિંદનો ઘરઘરનો ઇતિહાસ છે.

આપણા ગામડાના ખેડૂતઘરમાં બનતા બનાવો ને પ્રસંગોની સાચી વાર્તા વાંચતા હોઇએ તેવું આ નવલકથા વાંચતાં જણાય છે.

કથાનું હાર્દ ઉકેલવા વાચકોને જ આગ્રહ કરું છું.

ગુર્જર વાચકો અગાઉનાં મારાં પુસ્તકોની જેમ આ નવલકથાને પણ સત્કારે એમ ઇચ્છું છું.

—લેખક.

૧

આષાઢનો દેમાર વર્ષાદ માથે ઝડીઓ દઇ રહ્યો હતો. મદમસ્ત હાથીઓનાં ટોળાં રમણે ચડયાં હોય, તેમ જલભર્યાં શ્યામ વાદળોથી નભોમંડળ છવરાઇ ગયું હતું, પ્રચંડ તોપોના હડુટાના જેવા સુરે ગ-ડ-ડ, ગ-ડ-ડ, થતી ગર્જનાઓના ગડુડાટથી વાતાવરણ ભરાઇ ગયું હતું. શાંત વાતાવરણમાં એકાએક ભયાનક ચીસો પડતી હોય, તેવા વચ્ચે વચ્ચે થતા કાટકાઓના ભયાનક અવાજોની સાથે, ઝબુક ઝબુક ચમકતી વીજળીઓના ચમકારા ભળી, કુદરતના ઘમસાણની ભયંકરતામાં વધારો કરતી હતી.

આખા શરીરે પાણીથી તરબોળ થઇ ગયેલો દેવો, કુદરતની સામે બાથોડિયાં ભરતો મુડદાલ જેવા બળદો પાછળ ઘસડાતા હળને બને તેટલો ભાર દઇ ખેડ કરી રહ્યો હતો.

સમ-મ-મ-મ્! સ-મ-મ-મ્! કરતા પવનના સુસવાટા સાથે પડતી વર્ષાદની ઝડીઓ, તેના મોંઢા ઉપર અને શરીર

ઉપર પછડાતી હતી. ઘડી ઘડી તે કપાળમાંથી આંખ ઉપર ઊતરતા પાણીના રેલા દૂર કરતો, ડચકારા દેતો, બળદને ચલાવી રહ્યો હતો.

મધ્યાન્હ થઇ ગયો હતો. ભાત લઇને આવેલી મોંઘી પટલાણી ખેતર વચ્ચેના મહુડાના ઝાડ નીચે ભથવારું ઉતારીને દેવાની વાટય જોતી, કુદરત સામે ઝૂઝતા પતિની સામે અનિમિષ નજરે જોતી સોડીઉં વાળીને, મહુડાના થડને અઢેલીને ઊભી હતી.

મોંઘી પણ નખથી શીખ સુધી ભીંજાઇ ગઇ હતી. હૈયાં વીંધીને આરપાર નીકળી જાય તેવા પવનના સપાટામાંથી બચવા તે થડની ઓથે આમ તેમ ફરતી, પણ વર્ષાદ તો વધતો જ રહ્યો.

એ મુશળધારાઓનો માર ખમી શકે તેવી મોંઘીની શારીરિક સ્થિતિ નહોતી. એને છેલ્લા દિવસો જતા હતા. શરી-રમાં જોઇએ તેવી તાકાત નહોતી; દિલમાં તાવ ભરાયો હતો એટલે હાડકે હાડકાની સોંસરવો નીકળી જતો પવન એને તાતાં તીર જેવો કારમો લાગતો હતો. અને છતાં એ તો 'સાસુના જાયા' ને જોતી, અંતરમાં આનંદ માનતી, વર્તમાનને વીસરી, પતિ-દર્શનમાં તદાકાર અડગ અને અડોલ ઊભી હતી. જાણે કોઈ વનદેવી પોતાની લીલા જોવા ઊભી હોય.

મજબૂત કાછડો મારી દેવો ધરતી માતાની ખેડ કરતો હતો. ગબ ગબ કરતા એના પગ ઘુંટણપૂર જમીનમાં ઊંડા ઊતરી જતા અને દર વખતે પાંચ શેર માટી લઇને નીકળતા. તે વખતે એના માંસલ સ્નાયુઓને પડતા શ્રમથી જે દેખાવ થતો તે જોતી મોંઘી દેવાને કેટલી મહેનત કરવી પડે છે તેનો વિચાર કરતી, પોતાનું દુઃખ વીસરી જતી.

"એ-એ-હવે બે ચાસ બાકી સે, તે પૂરાં કરીને આવું સું, હોં કે!"

ખેતરને બીજે છેડેથી દેવાએ હોંકારો કર્યો, અને પત્નીનો જવાબ સાંભળવા કાન તેની તરફ રાખી, ડચકારા દેતાં તેણે બળદની ઉપર પરોણો વીંઝીને તેમને ઉતાવળા હાંકવા માંડયા.



મોટે પરોઢિયે દેવો હળ જોડીને નીકળ્યો ત્યારથી મોંઘી કામમાંથી ઊંચી આવી નહોતી.

પહેલો કુકડો બોલ્યો ત્યારે તે ઊઠી હતી. બળદને નીરણ કરી, ભેંસ દોહી, ઝટઝટ દરણું દળી, દેવાના નાસ્તા માટે તેણે બે રોટલા ઘડી કાઢયા અને દેવો ખેતર તરફ નીકળ્યો ત્યારથી તે ઘરના કામમાં ગુંથાઈ હતી.

ઢોરનાં છાણ મુતર કાઢી, ઉકરડા સુધી એ કચરાની ટોપલીઓ નાખી આવીને, વાસણ લોટા અને પાણી ભરી આવવાના કામમાં ગુંથાઇ, ઘરના કચરા પુંજા અને બીજા પરચુરણ કામ પછી ભથવારા માટે રસોઇની અને બળદો માટે ખેતરમાંના નીરણની તૈયારી વગેરે કામમાં તે રોકાયલી હતી; અને તે પછી એ બધો બોજો ઉંચકીને અડધો પોણો ગાઉ ચાલીને તે પતિને જમાડવા આવી હતી.

બેજીવવાળી હોવાથી મોંઘીથી આટલા બધા કામનો ઢસરડો ઉંચકી શકાય તેમ નહોતું, પરંતુ દેવાના ઘરમાં બીજું કોઇ એને મદદ કરે તેમ ન હોવાથી બિચારી મોંઘી એ બધુંજ કામ કરે જતી હતી.

એ શ્રમને લીધે થોડાક દિવસથી એની તબિયત લથડતી જતી. શરીરમાં ઝીણો ઝીણો તાવ નિરંતર ભરાયેલો રહેતો. તે માટે ઔષધી લાવવાની દેવાની શક્તિ નહોતી. એ બિચારો માંડ માંડ પેટનું અને ઘરનું પૂરું કરી શકતો. તો પણ એકકે વર્ષ એવું જતું નહીં કે તેને પાંચ પચ્ચીસનું દેવું કરવું પડ્યું ન હોય.

એની બળદની જોડ ખરી રીતે તો ખેતી કરવાને લાયકની નહોતી; પણ ગયે વરસે જ એક જુવાન વાછરડો એકાએક મરી ગયો અને વાણીઆએ નવો બળદ ખરીદવા પૂરા પૈસા આપ્યા નહીં. એણે ખાતે માંડીને દેવા પેટે આવેલો ઘરડો બળદ આપ્યો એથી એને નભાવવું પડ્યું.

દેવાને ઘેરે ભેંસ હતી, પણ તે પારકી દોઝે બાંધેલી. એનું જેટલું દોઝ ભરવું પડતું એટલું તો ઘી પણ થતું નહીં, છતાં છાસ દૂધના આધાર માટે, અને ત્રણ ચાર વર્ષની મહેનત પછી એની પાડી મોટી થાય તેમાંથી અડધો ભાગ મળવાની આશાએ મોંઘીએ આગ્રહ કરીને ભેંસ મંગાવી હતી; અને એ આશાના જીર્ણ તંતુને આધારે તે ભેંસની ચાકરી કરી રહી હતી.



અધૂરા રહેલા બે ચાસ પૂરા કરીને દેવો મહુડાના ઝાડ નીચે આવ્યો ત્યારે ટાઢથી ઠીંગડું બની ગયેલી મોંઘી, મહુડાના થડ સાથે દબાઇને બેઠી હતી. પવનમાં ધ્રૂજતા પીપળાના પાંદડાની માફક તેના દાંત કડકડ કડકડ થઈ રહ્યા હતા.

ધસમસતો દેવો હવામાં ઊડતો હોય તેમ આવતો હતો.

તેણે મોંઘીને દૂરથી જોઇ. વર્ષાદથી ભીંજાવાથી એનાં અંગો સુંદર લાગતાં હતાં.

એ સુંદરતા જોઇ દેવો એક વિપલ શરીરે ચડેલા થાકને વીસરી ગયો, આવી પટલાણીનો પોતે પતિ છે એ વિચારથી એનું હૈયું પ્રફુલ્લિત થઇ ગયું.

દેવાને આવતો જોઇને મોંઘીએ એને માટે ખાવાનું પીરસવા માંડયું.

મહુડા નીચે મૂકેલા પાણીના ઘડામાંથી મોંઘીએ દેવાને હાથ ધોવા પાણી કાઢી આપ્યું.

મોંઘીનું શરીર એ વખતે પણ ટાઢથી ધ્રૂજી રહ્યું હતું.

તે જોઇને દેવાએ સચિંત ભાવે પૂછ્યું:

"ટાઢ બહુ લાગે સે?"

"કંઇ નહીં. એતો વાયરાને લીધે."

દેવાએ તેની સામે જોયું. એક મુંગો નિશ્વાસ મૂક્યો, અને આવીને જમવા બેઠો.

મોટા બે રોટલા તેણે એક તાવડીમાં મૂકયા અને કાંસાના તાંસળામાં કઢી પીરસી તે લઇને મહુડાના થડ આગળ દેવો ખાવા બેઠો.

આટ આટલું કામ કર્યા પછી એને બાપડાને નિરાંતે ખાવા બેસવાની જગા પણ નહોતી.

ખાવાનું આપીને મોંઘી ઊઠી. તે હળેથી છૂટેલા બળદો પાસે ગઇ. હેતથી તેમના માથે હાથ ફેરવ્યો. અને તેમને મહુડા આગળ દોરી લાવી બારના પૂળા તથા ભૂકો ખાવા નીર્યા.

ઘડી દેવાને જોઇતું આપતી, ઘડીક બળદોના નીરણને સંકોરતી મોંઘી ટાઢને વીસરવા મથતી હતી.

પણ અંગે અંગમાં પેસી ગયેલા પવનના સુસવાટાથી તેના શરીરનું કળતર મટતું નહોતું.

છતાં મોંઘી હિંમતથી એ દરદ ઉપર વિજય મેળવવા પ્રયત્ન કરી રહી હતી.

દેવો ખાઇ રહ્યો અને ભીના ખીસામાંથી ચલમ કાઢી, વરસાદથી બુઝાઇ ન જાય, તે રીતે મહુડાના પોલા થડ નીચે ભારી રાખેલા દેવતામાંથી થોડીક ચીનગારીઓ લઇ તેણે ચલમ ભરી–પીવા માંડી. પૂરા એક કલાકનો યે આરામ લીધો ન લીધો ત્યાં તો ફરીથી હળે જૂતવાનો સમય થયો, અને દેવો બળદોને દોરી ઊઠયો.

મોંઘીએ બધાં વાસણો એકઠાં કર્યાં, મોટા ટોપલામાં મૂકયાં અને ધીરે ધીરે ઘર તરફ ડગલાં ભરવા માંડયાં.



મોંઘી જેમ તેમ કરીને ઘેર તો પહોંચી પણ ત્યારે તો એનું શરીર ધ્રખી જતું હતું. પવનના સુસવાટા, વર્ષાદના ઝપાટા એનું અશક્ત શરીર સહન કરી ન શકયું.

મોંઘીએ જેમ તેમ કરતાં ભીનાં કપડાં બદલી નાખ્યાં અને તાપણું સળગાવીને શરીર ગરમ કર્યું; છતાં ટાઢ ન ન ખસી તે નજ ખસી. છેવટે હારીને ન છૂટકે તે બિચારી ગાભાની ગોદડીઓ ઓઢીને સૂઇ ગઇ.

તે સૂતી હતી, શરીર તાવથી ભર ઉનાળાના મધ્યાન્હના વાતાવરણ જેવું બની ગયું હતું; છતાં 'રાતે ઘેર આવીને 'એ' ખાશે શું ? ઘરનું કામ કોણ કરશે ?' એજ ચિંતા એના હયાને કોરી રહી હતી.

એ ચિંતામાં ને ચિંતામાં ટાઢનો ઉછાળો સહજ કમી થતાંજ તે ઊઠી; બીજા દિવસને માટે અનાજ સાફ કર્યું; થાક્યા પાક્યા આવનારા બળદોને માટે ખાણ બાફવાની વ્યવસ્થા કરી; નાનકડી પાડીને ખાવા નીર્યું અને સાંજની રસોઇની તૈયારી કરવા લાગી.

એ વખતે તેને ઝીણી ઝીણી પીડ શરૂ થઇ. શરીર કામ કરવાની ના પાડતું હતું, તાવને લીધે સાંધે સાંધા દુખતા હતા, તેમાં પીડનો વધારો થયો. તો પણ તેણે જેમ તેમ કરીને ખીચડી ચુલે ચડાવી અને વળી પાછી પથારીમાં પડી.

સાંજ પડી, વરસાદ કંઇક ધીમો પડયો.

મંદિરમાં સંધ્યા આરતીઓ વાગવા માંડી, અને ખેડૂતોને ખેતરોમાંથી પાછા આવવાનો સમય થયો. હળ લઇને આવતા દેવાના ડચકારા દૂરથી સંભળાવા લાગ્યા.

મોંઘી ઊઠીને બેઠી થઇ અને આંગણા સુધી પતિની સામે ગઈ અને હળ છોડવામાં તેમજ બળદોને બાંધી તેમને ખાણ નીરવાના કામમાં દેવાની મદદગાર બની.

એને પીડ આવવી ચાલુ હતી પણ ખેડૂતની પત્નીઓને એવી પીડને ગણકારવા ફુરસદ મળતી નથી.

તુરતજ તેણે ધગધગતા પાણીનો ઉનામણો કાઢીને, આંગણામાંના નહાવણીયા આગળ મૂકયો. સમોવણ માટે ટાઢું પાણી

લાવીને રજુ કર્યું, અને ઘરમાં જઇને સૂકાં કપડાં લાવીને બાજુમાં મૂકી ગઈ.

પછી તો ખાવાનું પીરસવું, ભેંસ દોહવી, ઢોર બાંધવાં, ખાટલા પાથરવા એમ કામની પરંપરામાં મોંઘી ગુંથાઇ ગઇ. પણ એને સૂવા ટાણે ફરીથી ટાઢ ચડી. તાવનો નવો હૂમલો શરૂ થયો અને પીડની આંકડી ઉપર આંકડી આવવા લાગી.

પત્નીની એ દશા જોઇને દેવો ગભરાઇ ગયો.



## ૨

મોંઘીને આખી રાત કષ્ટ થયું.

દેવો પોતાનો થાક ભૂલીને એકલે હાથે એની સારવાર કરી રહ્યો હતો.

. બંને જુવાન : સંસારનાં સરખાં બિનઅનુભવી. આવા નાજુક પ્રસંગે શું કરવું તે ન સમજે દેવો કે ન સમજે મોંઘી.

ઘડીક કષ્ટ ઓછું થાય ત્યારે મોંઘી દેવાની ચિંતા કરતી કહે:

"તમે ક્યાં સુધી ઉજાગરો કરશો ? આખા દહાડાના થાકેલા આમ ઉજાગરો કરીને માંદા પડશો તો વાવણીની ખરી વેળાએ અટકી પડશું, અને પછી બારે મહિના વાણીઆનું દેવું કરવું પડશે !"

"તું એની ચિંતા ના કર" ચિંતાથી ફફેલો દેવો પત્નીને આશ્વાસન આપે: "નસીબમાં હશે તો ક્યાંય જવાનું નથી.

પણ તને આટઆટલું દુઃખ થતું હોય એ વખતે મને ઊંઘ શે આવે ? ”

એટલામાં મોંઘીને વળી આંકડી આવવી શરૂ થાય અને ખાટલામાં આમથી તેમ ને તેમથી આમ આળોટતી, દુઃખથી નીકળી જતી ચીસ પાડોશમાં કોઇ સાંભળી ન જાય તે માટે દાંત પીસી રાખી સહન કરવા મથે, પણ તોયે એનાથી ધીમી ચીસ નંખાઇ જાય, ત્યારે દેવો ઢીલોવીલો બની જઇને પત્નીને થતા દુઃખને ઓછું કરવા પોતાનાથી કશુંજ બની નથી શકતું એ નિરાધારી દશાથી લેવાઇ જતો, કરૂણ નજરે મોંઘી સામે જોઇ રહે. ઘડીમાં એની પાસે જઇને બેસે, શરીરે હાથ ફેરવે, ‘પાણી ગરમ કરીને કે દેવતા સળગાવી કપડાથી શેક કરું ?’ એમ પૂછતો, ગાભરો ગાભરો બની જાય !

આમને આમ કેટલોક વખત વહી ગયો, હમણાં મટે, હમણાં આરામ થાય, એવી આશામાં ને આશામાં બંને જણ રાહ જોઇ જોઇને થાકયાં, પણ મોંઘીને આરામ ન થયો. એનું કષ્ટ ઘટવાને બદલે વધતું જ ચાલ્યું. એટલે દેવો ગભરાયો અને બાજુનાં અવલકાકીને ઘેર જઇને તેમને ઉઠાડી આવ્યો.



દેવા પટેલનો બાપ રૂડો પટેલ બે વરસ ઉપર લાકડું કાપતાં કુહાડી વાગવાથી ધનુર્વા થવાથી અતિશય દુઃખ ભોગવીને મરી ગયો, ત્યારે પણ એ કુટુંબ દેવાદાર હતું જ, અને રૂડા પટેલ પાછળ ન્યાત જમાડવાનું જે ખર્ચ થયું તેથી એના રૂણભારમાં વધારો થયો હતો.

રૂડા પટેલની વહુ મંછી પટલાણી દેવો ચાર વર્ષનો હતો ત્યારે કોગળીયાનો ભોગ થયાં; ત્યારથી રૂડાએ જ દેવાને ઉછેરીને મોટો કરેલો. એટલે રૂડા પટેલના મરણ વખતે દેવો દુનિયામાં એકલો પડી ગયો હતો; તો પણ પિતાના હાથ નીચે ખેતીવાડીનું શિક્ષણ પામેલો હોવાથી તેણે ગભરાયા વિના સંસારનું ગાડું મોંઘીની મદદથી ગબડાવવા માંડયું હતું. પરંતુ પતિપત્નીની સતત મહેનત છતાં, દરેક વરસે ઘેલાભાઇ શેઠની પાસેથી થોડી ઘણી રકમ ખાતે મંડાવીને લેવીજ પડતી.

આવી કંગાલિયતમાં દેવા પાસે મોંઘીની સુવાવડ માટે કશુંજ સાધન નહોતું. એની ચિંતા એને અત્યારેજ થવા લાગી. વૃધ્ધ અવલકાકી મોંઘીની પાસે ગયાં, ત્યારે દેવો ચિંતાથી ફીકો ઘરની સામે જોતો, મોંઘીનો વિચાર કરતો નિશ્વાસ નાખતો ઊભો હતો.

એની આંખ આગળથી તે વખતે કંગાલિયતનાં કરૂણ ચિત્રો પસાર થવા લાગ્યાં.

ઘરમાં કોઠીઓ હતી, પણ તે લગભગ ખાલી હતી. પતિ પત્નીની પાસે એકેકી જોડ થાપણું કપડાં સિવાય બીજાં સારાં કપડાં પણ નહોતાં. એકાદ બે રૂનાં ગોદડાં સિવાય એના ડામચિયા ઉપર ગાભાની થોડી ઘણી ગોદડીઓ ચીંથરેહાલ દશામાં લટકી રહી હતી. તાંબા પિત્તળ અને કાંસાનાં આઠ દસ વાસણ સિવાય બધાં માટીનાં ઠોબરાંજ હતાં! ઘેલા શેઠની ભેંસની આટઆટલી ઠાઠવેઠ કરવા છતાં ભાગ્યે શેર બશેર ઘી એના ઘરની વાઢીમાં રહેતું. ગોળ કે ખાંડ તો વાર તહેવારે ખરીદી લાવે ત્યારે! મોંઘી પાસે એકાદ બે સોનાના અને એકાદ બે ચાંદીના દાગીના હતા, પણ તે વેચવા જાય તો પૂરા બસો રૂપિ-

ચાએ આવે નહિ ! ગામમાં ઘર હતું, સીમમાં બે પાંચ વીઘાં ભોંય હતી, પણ એ બધાંની કિંમત કરતાં ઘેલા શેઠનું દેવું વધારે મોટું હતું !

દેવાના મનઃચક્ષુ સમક્ષ આ બધાં ચિત્રો એક પછી એક વીજળીવેગે પસાર થઇ ગયાં. એનાથી નિશ્વાસ નાખી દેવાયો :

"કયા કરમના દોષે અમારી આવી દશા થઇ ? બારે મહિના મહેનત કરી કરીને મરી જઇએ છીએ. એકે દહાડો હાશ કરીને બેઠાં નથી, ખાવામાં યે ઘેંસ ને છાસ કે રોટલા ને કઢી !..."

ગાઢ અંધારામાં આશાના ધ્રુવ તારાને શોધતો હોય તેમ આવા વિચારો કરતો દેવો ઊંડી ઉતરી ગયેલી આંખો આમતેમ ફેરવવા લાગ્યો.

ફરીથી એના અંતરમાંથી ઊંડો નિસાસો નીકળી ગયો.

"આ ઘરમાં બચારું જે છોકરું આવશે, એ પણ શું સુખ ભોગવવાનું હતું ?"



મોટે પરોઢિયે દેવો ઘેલાભાઇ શેઠને ઘેર જવા નીકળ્યો ત્યાં સુધી મોંઘીનો છૂટકારો થયો નહતો. પરંતુ અવલકાકીએ મોંઘીની સંભાળ રાખવાનું એને આશ્વાસન આપીને સુંઠ, પીપર, ગોળ, ગુંદર વગેરે વસ્તુઓ જેમ બને તેમ જલદી લઇ આવવા દેવાને આગ્રહ કર્યો, એટલે તે શહેર તરફ ચાલી નીકળ્યો.

એના ગામડાથી ઘેલા શેઠનું ગામ ત્રણેક ગાઉ દૂર હતું. હટાણાં કરવા સહુને ત્યાંજ જવું પડતું. એટલે રસ્તે માણસોની

આખો દિવસ હારાદોર રહેતી. પણ દેવો નીકળ્યો ત્યારે આખે રસ્તે કોઇ ન મળ્યું. બધે શૂનકાર હતું, હજુ માળામાંથી પંખી પણ જાગ્યાં નહોતાં.

મોંઘીની ચિંતાને લીધે એના પગમાં બમણું જોર આવી ગયું હતું. મોટી મોટી છલાંગો ભરતો તે હવામાં ઊડતો હોય એ રીતે જતો હતો.

એનું ખોળિયું ચાલતું હતું પણ જીવ મોંઘીની પાસે હતો. 'કયારે પાછો વળું ? કયારે પાછો વળું ? કયારે પાછો વળું ?' એજ માત્ર એક વિચારથી એનું મગજ ભરાયેલું હતું.

હજુ તો શહેરનાં લોક પૂરાં જાગ્યા પણ નહિ હોય, ત્યાં તો દેવો ઘેલા શેઠની બે માળની હવેલી આગળ આવીને ખડો થયો.

એક નોકર વાસીદું વાળતો હતો, તેને એણે આવતાં વેંત પૂછ્યું :

"એચર, શેઠ શું કરે છે ?"

"હજી તો હમણાં જ ઊઠતા હશે." એ શબ્દો સાંભળતાંજ દેવાના આત્મામાં ચીરાડો પડયો.

અકેક વિપળ એને માટે અકકેક યુગ જેવી હતી. ઘેર શું થયું હશે ? મોંઘીની શી દશા હશે ? એજ ચિંતા એને થઇ રહી હતી.

ખડકી આગળ પડેલી એક જૂની પાટ ઉપર દેવો બેઠો.

એના હૈયાને એકજ ચિંતા સતાવી રહી હતી: "મોંઘીનું

શું થયું હશે?" એકજ વિચાર એના મગજને આકુળ વ્યાકુળ કરી રહ્યો હતો : "ઘેલા શેઠ ક્યારે નીચે ઉતરશે?"



ઘેલાભાઈ શેઠની હવેલીમાં નવોજ તાલ જામ્યો હતો. પચાસ વર્ષના ઘેલાભાઇ અને પચીસ વરસનાં સમરથ શેઠાણી! શેઠનાં એ બીજી વખતનાં પત્ની હતાં.

ખણખણતા પોળીયાની કેટલીક કોથળીઓના બદલામાં સમરથ શેઠાણીને ખરીદવાનો સોદો થયેલો, એટલે પૈસા ઉપર ઘેલાભાઇનો જેટલો પ્રેમ હતો, તેટલો પ્રેમ શેઠાણી ઉપર એમને રહેતો.

તેમાં વળી તેર વરસનાં શેઠાણીને પરણીને લાવ્યા પછી બે વરસમાં દીકરો આવ્યો, ત્યારથી શેઠાણીનાં માન ઓર વધ્યાં હતાં.

પણ શેઠાણી આગળ તો ઘેલાભાઇની કિંમત ઘણીજ ઓછી ગણાતી. છતાંએ 'નવી' ને હથેળીમાંના ફોલ્લાની માફક જાળવતા, એનો પડયો બોલ ઉંચકી લેતા સમરથ શેઠાણીને જે જોઇએ તે લાવીને રજુ કરતા!

દેવા માટે અકેકેક વિપળ જીવનની આકરી કસોટીની જતી હતી. એ બિચારો પળે પળે ઊંચી નીચી ડોક કરી કરીને નીસરણી તરફ જોયા કરતો. પણ ઘેલાભાઈનાં પગલાં હજી સંભળાતાં નહોતાં!

ઓશરીમાંજ મોટું ઘડિયાળ હતું. તેના લોલકના પ્રત્યેક

અવાજની સાથે દેવાના હૈયામાં હથોડાના મજબૂત પ્રહાર થતા હતા.

"મોંઘીનું શું થયું હશે?"

દેવાની ચિંતા ઘેલા શેઠને નીચે ઊતરતાં જેમ વિલંબ થતો હતો તેમ વધતી જતી હતી.

એક એક મિનિટ વધતી જતી હતી. દેવાની અધિરાઇ પણ તેની સાથે સાથેજ વધતી જતી હતી. બે–ચાર–પાંચ–દશ–પંદર મિનિટો પાણીના રેલાની માફક વહી ગઇ, તેમ તેમ દેવાની વિકળતા પણ વધતી ગઇ.

"બેચર, શેઠ કયારે જાગશે?"

એણે ફરીથી પૂછ્યું:

"પટેલ! શું કામ પડયું છે, આટલું બધું વહેલું?"

"ભાઇ, ઘેર બૈરું બેજીવહતું છે ને માંદું છે, અહીંથી પૈસા લઇ તેમાંથી હટાણું કરીને મારે ઘેર જવું છે.

એટલામાં દાદર ઉપર પગલાંનો અવાજ સંભળાયો, સમરથ નીચે આવી. તેની વાંસે વાંસેજ ઘેલાભાઇ પણ ઊતરતા દેખાયા. દેવાની આંખમાં આશાની વીજળી ચમકી, તે ઊભો થયો, અને શેઠની સામે ગયો.

"કેમ દેવા?"

"શેઠ, જરાક કામ પડયું છે."

એટલું કહીને દેવો પોતાની વાત આગળ કરવા જાય તેટલામાં તો ઘેલાભાઇ સીધા ઘરમાં ચાલી ગયા! દેવો તેની પાછળ પાછળ, ડરતો ડરતો જવા લાગ્યો.

અંદર નાટક ભજવાતું હતું.

સમરથનું મોઢું ચડેલું હતું. ઘેલાભાઇ તેમને કંઇક સમજાવતા હતા.

"એમજ કહોને કે તમારે કશું કરવુંજ નથી!" સમરથ છણકો કરીને બોલતી હતી.

"પણ મેં તને કયાં ના પાડી છે?"

ઘેલાભાઈ ઢીલા ઢીલા થઇને તેને સમજાવતા હતા.

"તો પછી કાલે મને મણિયાએ એમ કેમ કહ્યું કે, શેઠે નવી માળા બનાવવાની ના પાડી છે?"

"ના, ના, તારા સમ, એવું કશું નથી."

ઘેલાભાઇએ હસવાનો ડોળ કર્યો.

આ ચર્ચા ચાલતી હતી તે વખતે દેવાને અંદર આવતો જોઇને ઘેલાભાઇએ તાડૂકો કર્યો.

"દેવા, શું કામ છે?"

"શેઠ, થોડા પૈસા જોઇએ છે."

"અત્યારના પહોરમાં? ભલા માણસ હજી દહાડો તો પૂરો ઊગ્યો નથી, ત્યાં તું કયાંથી આવી પહોંચ્યો?"

"શેઠ, ઘેર માંદી છે, અને..."

"તે અત્યારમાં શું છે? થોડીવાર બહાર બેસ, કોઇને દાતણપાણી તો કરવા દે ભલા માણસ, ગરજવાનને અકકલ નથી હોતી એમ કહ્યું છે તે ખરું છે."

દેવો બિચારો ઝંખવાણો પડી ગયો. ઘેલાભાઇના તડૂકાથી તે ગભરાયો.

બિચારો દેવો ભાંગેલે પગે બહાર આવીને બેઠો.



મનમાં અનેક મનસૂબા ઘડતો દેવો ચિંતાતુર હૃદયે બેસી રહ્યો.

ઘેલાભાઇએ દાતણપાણી કરીને ચહા પીધી. પણ દેવા નામનું કોઇ પ્રાણી એને આંગણે બેઠું છે તેની તો એને પરવાયે નહોતી.

ચહા પીતાં પીતાં એણે સમરથને મનાવવા માંડી, તેને માટે એને પસંદ પડે તેવી નવા ઘાટની માળા બનાવવાની પરવાનગી આપી અને બહેચરને તુરતજ મણિલાલ સોનીને બોલાવવા મોકલ્યો.

ધીરે રહીને ઘેલાભાઇ સંડાસ ગયા, ધીરે ધીરે આવીને હાથપગ ધોયા, અને નહાવાની તૈયારી કરવા માંડી.

આકાશમાં સૂરજ ચડતો જતો હતો, ઘડિયાળનો કાંટો આગળ ને આગળ ફરતો જતો હતો. બિચારા દેવાના હૈયામાં સળગતો નિરાશાનો અગ્નિ ધીરે ધીરે તેની જ્વાળાઓ વધારતો જતો હતો.

છતાં ઘેલાભાઇ એની તરફ જોતા પણ ન હતા!

દેવાથી હવે સહન ન થયું. તે અકળાયો, ફરીથી તે ઊઠયો. ઘેલાભાઇની પાસે ગયો અને તેણે કહ્યું:

"શેઠ, ઘેર એને હું બહુજ માંદી મૂકીને આવ્યો છું. મારે હમણાં ને હમણાં સરસામાન લઇને જવું છે. એની સંભાળ

લેનાર કોઇ નથી. આખી રાત એને એટલી પીડા થઇ છે કે ન પૂછો વાત, કદાચ બાળક અવતર્યું હશે કે નહીં ? એટલે મારે જલદી જવું જોઇએ."

"તારે જવું હોય તો જા. હું ક્યાં રોકી રહ્યો છું?" ઘેલાભાઇએ બેતમાથી કહ્યું.

"પણ શેઠ, પૈસા આપો ત્યારે ને ?"

"પૈસા પૈસા કરે છે, એ તો હુંયે સમજ્યો. જરાક ઘોડો ખેંચી બાંધ. ઊઠયા ત્યાંથી તારે તો હળોતરો છે. શું છે ગજ્બાભાઇની જાત !"

"ઘેલાકાકા, તમને અમારું દુ:ખ ન સમજાય. એ તો પડી હોય તેજ જાણે. મને અત્યારે એકેકી ઘડી વરસ જેવી લાગે છે."

"પણ મારે તો પૈસા આપવાના છે ને ? અને તું તો લેતી વખતે ઉતાવળ કરતાં જાણે છે. આપવાની તો વાતજ નહીં..."

"ભેંસના દોઝનું ઘી પણ સરખું ક્યાં લાવે છે ?" શેઠાણીએ વચ્ચેજ દેવાને અડાવ્યો.

"ઘેલાકાકા, પાકે છે એટલું બધું તો હાજર કરું છું"

"એટલે, તું તો કાલે કહીશ કે મારે કશું જ પાકયું નથી. તેથી શું મારે માંડી વાળવું ?"

"શેઠ, માંડી વાળવાની વાત ક્યાં છે ? પણ આજે તો મારા ગરીબ માણસની દયા જાણો. મારે ઘેર કોણ જાણે શું એ થયું હશે ?"

"અરે ! તમારી કણબણો તો ખેતરમાં કામ કરતાં કરતાં છૈયાં જણે ! એમને શું થાય ? એ તો બધું દુ:ખ અમારા જેવાંને !"

સમરથનો આ ટાણો દેવાને તોપના ગોળા કરતાંએ વધુ વસમો લાગ્યો. મોંઘી માટે આમ બોલનારીનું ગળુંજ ભચડી નાખે એવી લાગણીથી એક વિપલ એનું હૈયું કમકમી ઊઠ્યું; પણ બીજીજ પળે પોતાની દશાનો વિચાર આવવાથી તે બિચારો શાંત રહ્યો.

આવી કેટલીયે વાતો સંભળાવ્યા પછી જ્યારે ઘેલાભાઇએ તેને દશ રૂપિયા આપ્યા, ત્યારે ઘડિયાળમાં સાડા નવ થઇ ગયા હતા.

ઊડીને ઘેર જવાનું હોય તો જાય, એટલી ઉતાવળ અને વ્યાકુળતાથી તે બજારમાં ગયો, અને અવલકાકીએ સુવાવડ માટે કહેલી વસ્તુઓ ખરીદ કરી સાડાદશ પછી તે ઘેર જવા તૈયાર થયો. પરંતુ તે થોડાંક ડગલાં ભાગ્યેજ ચાલ્યો હશે એટલામાં તો પોલિસના એક સિપાઇએ તેને જતો જોઇને બૂમ મારી :

" અબે એ ! ખડા રહે ! "

દેવો ધડકતે હૈયે તેની સામે જોઇ રહ્યો.



૩

ઉલ્લુકી માફક દેખતા હય કયા ?'

"શું છે ભાઈ ?' દેવાએ ધીમેથી પૂછ્યું.

"અબે ઇધર આ."

"મારે કામ છે."

"કામ વાલે આતા હય કે નહીં ?"

"સાલાકો લગાઓ લાત !" દેવડીના ઓટલા ઉપર બેઠેલા બીજા પોલિસ સિપાઈએ પહેલાને ઉશ્કેર્યો.

દેવો એ સાંભળીને ગભરાતો એની પાસે ગયો.

"ભઈસ્યાબ, મારે ઘેર બાયડી માંદી છે અને મારે ઉતાવળ છે, તમારે મારું શું કામ છે ?"

"ચલ ચલ, બાયડી વાલે ! ફોઝદાર સાબકે ઘરપે લકડી કાટનેકા હય."

કહેતાં કહેતાં સિપાઈએ દેવાને ગળચીમાંથી પકડીને ખેંચ્યો.

"અરે સાહેબ, પણ હું ગરીબ માણસ, ઘેર મારી...'

એનું વાક્ય પૂરું થતાં પહેલાં તો માથા ઉપર બે ત્રણ ધબ્બા અને વાંસામાં એક જોસદાર ધક્કો મારી આગળ ધકેલ્યો.

દેવાના હાથમાંથી એ વખતે પોટકું પડી ગયું.

"અરે ભઇસ્યાબ કોઇ બીજાને પકડો ને, મારે ઘેર..."

"ઘેરવાલા ન જોયા હોય તો! સાલા મિજાજ કરતા હય. અબ મુંગા મુંગા ચલતા હય કે નહિ?"

એને દેવાની વાત સાંભળવાની ફુરસદ નહોતી. ફોજદાર સાહેબને ઘેર લાકડાં ફડાવવાં એટલો હુકમ જ તેને તો બજાવવાનો હતો.

દેવો પડી ગયેલું પોટકું લેવા નીચો નમ્યો, ત્યાં તો ઉપરથી એક વધુ ધબ્બો પડયો!

ભર બજાર વચ્ચે, ઉજળે દહાડે જગતના તાતની જમાતના દેવાની ઉપર કાયદાના સંરક્ષક તરફથી ગૂજરતો આ જુલમ અનેક માણસો જોતા હતા, દેવાની આતુર આંખ આશરો શોધવા તેમની તરફ ફરતી, પણ પોલિસના માણસની સામે થઇને ફોઝદાર સાહેબને ઘેર લાકડાં ફાડવા જતા દેવાને કોણ બચાવી શકે?

'એ લફરામાં આપણે શીદ પડીએ?'

કેટલાય જોનારા લોકો અંદર અંદર એવી વાતચીત કરતા ચાલ્યા ગયા.

હતાશ થઇ ગયેલો દેવો કોઇ તેને છોડાવી શકે તેવું નહીં જોવાથી, પોલિસના ધકકા સાથે ધકેલાતો આગળ થયો.

એના હૈયામાં હોળી સળગતી હતી. નિરાધાર જેવો એ, સારીયે આલમમાં એકલો પડી ગયેલો ધકેલાતો જતો હતો. ત્યારે ચારે દિશાએથી ભયાનક સ્વરે તેને કોઇ બિવરાવી રહ્યું હોય તેવા ધ્વનિથી એના કાન ફાટી જતા હતા. એની શોકની છાયાથી ઝાંખી પડી જતી દૃષ્ટિ સમક્ષ ભયનાં અનેક ભૂતો ભયંકર સ્વરૂપે તાંડવ કરતાં હતાં. નર્કની કોઇક અગમ્ય ભૂમિમાં એ ઘસડાતો હોય અને નર્કના અધિષ્ઠાતાનો એકાદ ઘાતકી સેવક તેને ઘસડી રહયો હોય તેવું દૃસ્ય હતું.

આખે રસ્તે અનેક વખત દેવાએ એને વિનવણીઓ કરી કરીને સમજાવવાના અનેક પ્રયત્ન કર્યા, પણ પત્થરહૃદયના પોલિસ તરફથી તેને દરેક વખતે બે ચાર ગાળો સિવાય બીજું કશું જ મળ્યું નહીં.



દેવાને એ ખબર નહોતી કે તે સામ્રાજ્યના નાગરિક સૂત્રધારો જગતમાંથી ગુલામી નાબૂદ કરી નાખવાની યશકલગી પોતાની ટોપીના પીચ્છમાં ખોસીને ફરે છે. એને એ વાતનું પણ ભાન ન હતું કે તે સામ્રાજ્યનો એક માનવંતો નગરજન છે. સરકારની તિજોરીમાં તે જગતના કોઇ પણ નાગરિક કરતાં વધુ કર મોકલે છે. જ્યારે તેને ધખ્ખા મારી ઘસડી જનારો એના જેવાઓની સેવા માટે રખાયલો પંદર વીસ રૂપરડીનો પગારદાર નોકર છે. દેવાને એ વાતની પણ ખબર ન હતી કે કોઇ પણ

માણસને એ રીતે વેઠે પકડવો એ કાયદાની નજરે ગુન્હો છે. અને વળી જયારે તેવું કાર્ય પોલિસના માણસ કરે છે ત્યારે તો તે બેવડો ગુન્હો ગણાય છે !

દેવો અજ્ઞાન હતો, નિરક્ષર તેમજ નિર્ધન હતો, કાયદાની વાતની એને ગતાગમ નહોતી, એને સામ્રાજ્યના નાગરિકત્વના શું શું અધિકાર છે તેની પણ કશી ખબર નહોતી.

તે એ પણ નહોતો જાણતો કે, પોલિસ સિપાઇને આ રીતે તેને લાકડાં ચીરવા માટે લઇ જવાનો જરા પણ અધિકાર ન હતો.

એ તો બાપડો એટલું જ જાણતો હતો કે પોલિસનો સિપાઇ એટલે સરકારી માણસ. એ જે કહે અથવા કરે તે બધું સરકારની આજ્ઞાથીજ. એની આજ્ઞાનું પાલન કરવું એટલે સરકારી આજ્ઞા પાળવી. અને તેના સામે થવું એટલે સરકારની સામે થવું.

એના ગામનો મુખી, એનીજ ન્યાતનો માણસ હોય છતાં તે જાતે થઇને અનેક વખત ખેડૂતોની પાસે વેઠે ગાડાં કઢાવે અને બીજા પણ કેટલાંય કામ વેઠને નામે, સરકારના પ્રતિનિધિ તરીકે કરાવે. ઉપરથી તેમના સ્વજન તરીકે તે ખાનગીમાં એમને એવી સલાહ પણ આપે કે, આ રીતે વેઠ કરવી તે કાયદેસર છે અને તેની ના પાડવી એ ગુન્હો છે. પરન્તુ કરેલી વેઠના બદલામાં પૈસા લેવા એ વાત તેને કોઇએ શીખવેલી જ નહીં !

આ દિશામાં ઉછરેલો દેવો ફોજદાર સાહેબને ઘેર લાકડાં ફાડવા માટે જવામાં આનાકાની શી રીતે કરી શકે ?

પણ એના રોમેરોમમાં મોંઘીની ચિંતા સળગી રહી હતી:

‘"ઘેર શી દશા હશે?–એને હજી દુઃખ થતું હશે કે બંધ પડયું હશે?–કશુંક અવતર્યું હશે તો?–પણ બાળકનો જન્મ થતાં વખત છેને કંઇક થયું હોય તો? પેલી પુંજી કાકીની દિવાળી બાળક અવતરતાંજ મરી ગયેલી–અને માધાભાઇની રતનનું બાળક આડું આવવાથી તેને કાપીને કાઢવું પડેલું..."

આ વિચારો દેવાને આખે રસ્તે આવ્યાં કર્યાં, પણ છેલ્લા પ્રસંગનું સ્મરણ થતાં તો એના હૈયામાં મોટો ધ્રાસ્કો પડયો.

‘રખેને એને પણ કશુંક એમ થાય તો?’

એની કલ્પના માત્રથી એનું રોમેરોમ સળગી ઊઠયું. હજારો વીંછીની વેદનાના દંશ એના દિલને ડંખવા લાગ્યા.

પ્રસવ વખતે મોંઘીને અતિ કષ્ટ થયું અને તેમાં તેનું મૃત્યુ થઇ ગયું એવી કલ્પના એના મગજમાં ઘોળાવા લાગી. તેથી એની આંખે અંધારાં આવી ગયાં. જગત તેની આગળ ફૂદડી ફરવા લાગ્યું, અને તેની મધ્યમાં પોતે પણ ચકરડી ફરી રહ્યો હોય, તેમ એના પગ જમીન ઉપર સ્થિર રહી ન શકયા.

એણે ફરીથી પોલિસ સિપાઇને કાલાવાલા કર્યાં:

‘ભાઇ, તમારે પણ બૈરાં છોકરાં હશે. મારી જરા તો દયા લાવો!’

પરંતુ તેના જવાબમાં બીજો એક ધબ્બો અને ગાળ એને મળ્યાં!



ફોજદારને ત્યાંનાં લાકડાં ચીરવામાંથી તેનો છેક ત્રીજા પહોરે છૂટકો થયો.

લાકડાં ચિરાઇ રહ્યાં અને દેવો છૂટો થયો ત્યારે નર્કની કોઇક ભયંકર યાતનામાંથી છૂટકારો થયો હોય એવી લાગણી એને થઇ.

એ ભૂખ્યો હતો, પરંતુ તેની ભૂખ મરી ગઇ હતી. ત્રણ ગાઉ દૂર એના ઘેર શું બનતું હતું તેની એને ખબર નહોતી પડતી. અને એથીજ તે અકળાતો હતો. એનું ચાલ્યું હોત તો એક જ છલાંગ મારીને તે મોંઘી પાસે જઇ પડયો હોત, પરંતુ એ શક્તિ એનામાં નહોતી. એ અશક્તિ દેવાને અત્યારે ખૂંચવા લાગી.

ભૂખ્યોને ભૂખ્યો તે ગામ તરફ જવા નીકળ્યો ત્યારે ધૂર્જટીના એકાદ ધુંધવાયલા ગણ જેવો દોડતો દેવો દેખાતો હતો. શહેરમાં આવ્યો ત્યારે દેવાને ત્રણ ગાઉ ત્રણ ફૂદકા જેવા લાગ્યા હતા. જતી વખતે એને ત્રણ ગાઉ ત્રીસ ગાઉ જેવા લાગતા હતા.

તે દોડતો હતો પરંતુ રસ્તો લાંબો ને લાંબો થતો હોય, પ્રત્યેક ડગલે જમીન બબ્બે વાંસ વધતી જતી હોય એવું એને થતું હતું.

ભૂખને લીધે એને આંખે અંધારાં આવતાં હતાં, એના પગના સ્નાયુમાંથી તમામ શકિત કોઇએ ચૂસી લીધી હોય તેવી એને લાગણી થતી હતી. એના માથામાં અનેક સોયો ભોંકાતી હતી, પળે પળે એને પેલા પોલિસ ઉપર અને ફોજદાર ઉપર ગુસ્સો ચઢતો હતો. આખા શરીરમાંથી લોહીનો પ્રવાહ ઉલટી

દિશાએ વહીને મસ્તક તરફ જતો હતો.

તે ગામમાં પહોંચ્યો ત્યારે થાકીને લોથ બની ગયો હતો. એનામાં જરાય શકિત રહી નહોતી.

'ઘેર શું થયું હશે? મોંઘીને કેમ હશે?' એ જ વિચારો તેના મગજમાં હથોડાના પ્રહારોની માફક અથડાયા કરતા હતા.

ગામમાં પગ મૂકતાં જ તેની વિચારમાળાની ગતી વધી પડી. ચિંતાની તીવ્ર વેદનાથી એનું માથું ધમધમવા લાગ્યું.

'કોઇક મળે તો એની ખબર પૂછી જોઉં.' એની અધિરાઇ વધતી ચાલી.

પણ એને કોઇ મળતું નહોતું.

દેવાને અત્યારે જગત ઉપર ચીડ ચડી. ગામમાંથી તેની સામે કેમ કોઇ આવતું નથી એ વિચારે એને ગ્રામ્યજનો ઉપર ગુસ્સો થયો.

જેમ તેમ કરતાં તે ઘેર પહોંચ્યો ત્યારે તેનામાં એક ડગલું પણ દેવાની તાકાત નહોતી રહી.

અષાડ મહિનાના ધસમસતા નદીના પૂરના જેવા પ્રબળ વેગથી તે ઘરમાં પેઠો; સીધોને સીધો મોંઘીને જોવા તે ઓરડામાં ધસ્યો.

ત્યાંનો દેખાવ જોતાંજ એનાં હૈયામાં ધ્રાસ્કો પડયો. જેમ તેમ કરીને અત્યાર સુધી ટકાવી રાખેલી એની હિંમત ખૂટી

પડી. એની આંખો આગળ લાલ પીળા રંગોના પડદા આવી આવીને અદૃશ્ય થઇ જઇ, છેવટે ગાઢ અંધકાર છવાઇ ગયો.

અવલ કાકી ગમગીન વદને તેની પાસે આવીને વાત કરવા માંડે તે પહેલાં તો તે જમીન ઉપર પડતાં બચવા માટે બેસી ગયો.



## ૪

ઘેલાભાઇ શેઠને ત્યાં જવા માટે દેવો ઘેરથી નીકળ્યો તે વખતે મોંઘીને જે પીડા થતી હતી, તે પાછળથી વધતી જ ગઇ હતી.

અવલકાકી મોંઘીની બને તેટલી સારવાર કરતાં હતાં, એટલું જ નહીં પણ તેમણે એક બે બીજી પણ અનુભવી બાઇઓને, મોંઘીની સારવારમાં મદદ કરવા બોલાવી હતી.

પરંતુ આવે વખતે પોતાનું એવું કોઇજ માણસ પાસે ન હોય, ત્યારે માંદા માણસને બહુજ વસમું લાગે છે, અને તેનું દુ:ખ વધતું જતું જણાય છે.

મોંઘીને પણ દેવાની ગેરહાજરીને લીધે એવી લાગણી થઇ રહી હતી.

અલબત્ત દેવો હાજર હોત તો પણ સમાજની રૂઢી પ્રમાણે, એ વિષમ વેળાએ પણ તેનાથી પત્નીની પાસે જવાત જ નહીં.

આમ હોવા છતાં પણ દેવાની ગેરહાજરીનું ભાન મોંઘીને કષ્ટકર થતું હતું. એ કષ્ટમાં એની શારીરિક વેદના ભળતાં, ચિંતા અને વેદનાની અગ્નિમાં એનાં મન અને તન ભડભડાટ સળગી રહ્યાં હતાં.

જેમ જેમ વખત વધતો જતો હતો તેમ તેમ મોંઘીને થતું કષ્ટ વધતું જતું હતું. દેવો ઘેલાભાઈના ઘેર પૂરો પહોંચ્યો પણ નહોતો તે વખતે તો મોંઘીની વેદના પરાકાષ્ટાએ પહોંચી હતી. અકેકી ક્ષણ એને માટે મૃત્યુ અને જીવનની વચ્ચેના ઝોલા જેવી હતી.

મોંઘી રાડે રાડ નાખતી હતી. ખાટલાની આ ઇસ ને પેલી ઇસ કરતી, ઘડીકમાં બેઠી થતી, ઘડીકમાં ખાટલામાં પછડાતી, ઘડીકમાં આળોટતી.

અવલકાકીએ આ વખતે બીજી પડોશણોને મદદે બોલાવી.

પરંતુ એ બિચારી ડોશીમાઓ દયામણે મુખે મોંઘીને થતી વેદના જોયાં કરતી હતી. મોંઘીને કેમ આરામ આપી શકાય એનું એમને કશું જ ભાન નહોતું.

"બિચારીએ છેક છેલ્લા દહાડા સુધી કામના ઢસરડા ખેંચ્યા એનું આ ફળ!"

અવલકાકીએ ગંભીર મુદ્રા કરી નિસાસો નાખીને કહ્યું.

"ખરું છે બહેન."

"પણ એ ન કરે તો બીજું એને ઘેર કામ કરનારુંએ કોણ છે?"

એટલામાં વળી મોંઘીથી ચીસ પડાઇ ગઇ.

"હજી 'કોઇ' આવ્યું નહિ?"

ડોશી માતાઓ આગળ પોતાના પતિને માટે 'કોઇ'નું સંબોધન વાપરતાં પણ મોંઘી બીજે વખતે શરમાત, પણ આપત્તિ પ્રસંગે એવી શરમ આપોઆપ ચાલી ગઇ હતી.

'વહુ, હજી તો દેવો પૂરો પહોંચ્યોએ નહિ હોય!' અવલ-કાકીએ કહ્યું.

મોંઘીનું દયામણું મુખ એ સાંભળીને વધુ દયાજનક બન્યું.

'આમને આમ જીવ નીકળી જશે...'

વળી પાછી મોંઘીને આંકડી આવી અને તે ફરીથી આળોટવા લાગી.



'નવ નવ મહિના સુધી જીવની માફક જતન કરીને જે બાળકને માવડી પોતાના હૈયાની સાથે સાચવીને ફરે છે, તેના જન્મ વખતે, માતાને થતી આટઆટલી પીડાઓની વાત, છોકરાં મોટાં થયા પછી યાદ કરતાં હોય તો?"

'ખરેખર, આ વખતે ખરાબમાં ખરાબ છોકરાને લાવીને અહીં ઊભો રાખ્યો હોય, અને તેને સમજાવ્યું હોય કે, તારા જન્મ વખતે, તારી જનનીને પણ આવાંજ દુઃખ વેઠવાં પડયાં હતાં, તો તે જરૂર સુધરી જાય.'

'એમાં ખોટું શું છે? સુવાવડી આગળ આપણે કોઈને આવવાં દેતાં નથી તેને બદલે જો છોકરાંને આવવા દેતાં હોઈએ તો સારું હો!'

'સારું યે ખરું તેમ ખોટું યે ખરું. પ્રસૂતિ કાળની આવી પીડા જોવાથી કેટલીય છોકરીઓ કાં તો પરણવા નાં પાડે કે...'

"કે શું છૈયા જણવાની ના પાડે?"

મોંઘીની પાસે બેઠેલી ડોશીમાઓ આવી વાતો કરતી હતી.

"ખરું છે બહેન, મા થવું મુશ્કેલ કામ છે. એમાં જીવનું જોખમ છે."

"ભાયડાઓને છે તેમાંનું કશુંયે? તોયે બાયડીની જાતના દુઃખની કોણ ગણતરી કરે છે?"

"બાયડીઓને શું ગણતરી કરાવવી છે? બહેન એ તો થતું આવ્યું છે ને થાય છે. દુઃખ કંઈ ગાયો–ભેંસોને પડતાં નથી. સીતા, દમયંતીને પણ આવાંજ દુઃખ પડેલાં. એ સતીઓને દુઃખ પડયાં તો આપણે કોણ?"

મોંઘી જે ખંડમાં સૂતી હતી, તે તદ્દન અંધારો ઓરડો હતો. માત્ર પાછલી દિવાલમાં બે નાનાં જાળીબારીઆં હતાં. ઓરડામાં અનાજની કોઠીઓ, ઘંટી, ડામચીઓ અને પાટલાની ઉતરડો વચ્ચે, દોરડીથી ભરેલા ખાટલામાં ચીંથરા જેવી ગોદડીમાં મોંઘી આળોટતી હતી.

ડોશીમાઓના છીંકણીના સડાકા વખતે વાતાવરણમાં ઊડતી તપકીરથી મોંઘીને ગુંગળામણ થશે એવું કોઈને લાગતું નહોતું.

અવલકાકીને લાગ્યું કે પેલાં જાળીઆમાંથી આવતા પવનને લીધે, સુવાવડી મોંઘીને દુઃખ થશે, એટલે તેમણે એ જાળીઆમાં પણ કપડાંના ડૂચા માર્યા !

મોંઘીની પીડાએ તે દરમ્યાન નવુંજ રૂપ પકડયું. બાળકના પ્રસવનાં તમામ ચિન્હો જણાવા લાગ્યાં.

ગામમાં એક ડોશી દાયણનું કામ કરતી હતી, એને એ વખતે બોલાવવામાં આવી.

દેવો ત્યારે ઘેલાભાઇ શેઠને આંગણે બેઠો બેઠો, મોંઘીની ચિંતા કરતો, શેઠ સવારના કામમાંથી કયારે પરવારે એની વાટ જોતો હતો, અને 'તમારી કણબણો તો ખેતરમાં છૈયાં જણે, એમને શું દુઃખ થાય ?' એવાં મહેણાં સમરથ આપી રહી હતી.

દાયણ આવી ત્યારે મોંઘીની દશા ભયંકર હદે દયાજનક થઇ પડી હતી.

દાયણે ગંભીર મુદ્રા કરીને અવલ કાકીના કાનમાં ધીમેથી કહ્યું :

"મને તો કામ બગડી જાય તેમ લાગે છે."

"કેમ ?"

"બાળક આડું થઇ ગયું હોય કે કંઇક ઉલટું બન્યું હોય એમ જણાય છે."

આ સાંભળીને અવલકાકીના દિલમાં પણ ધ્રાસ્કો પડયો.

મોંઘીને અતિશય વેદના વેઠવી પડી. છેક બપોરે બાળકના કકડા કરીને પ્રસૂતિ કરાવવી પડી.

જ્યારે જ્યારે મોંઘીને ભાન આવતું ત્યારે ત્યારે એના દિલમાંની દેવાને લગતી ચિંતાની ચીનગારીઓ ભડકાતું સ્વરૂપ લેતી હતી.

'હાલ આવવાનું કહીને ગયા હતા ને એમને આટલું મોડું કેમ થયું ?–શું થયું હશે ?'

અવલકાકી તથા બીજાંને પણ પછી તો દેવાને માટે ચિંતા થવા લાગી.

પહેલાં તો તેને બેદરકાર કહીને ટીકા કરી પણ સવાર થયું, આઠ વાગ્યા, દશ વાગ્યા, મધ્યાન્હ થયો તો પણ દેવો ન જણાયો ત્યારે તો સહુને એની ચિંતા થવા લાગી. અને દેવાને શું થયું હશે ? એ શબ્દ બધાંના મુખેથી સંભળાવા લાગ્યો.

પણ જ્યારે મોંઘી જીવશે કે મરશે એવો કટોકટીનો વખત ઊભો થયો, ત્યારે તો બધા દેવાના નશીબનો વાંક કાઢતાં, એના મોડા થવામાં પણ એના ભાગ્યને જ દોષ દેવા લાગ્યાં.

મોંઘીએ જે ગર્ભનું એણે પોતાના પ્રાણમાં સત્વ પાઈ પાઇને પોષણ કર્યું હતું, તેને જ્યારે કકડા કરીને કાઢવામાં આવ્યો, ત્યારે મોંઘી જો બેશુદ્ધ થઇ ગઇ ન હોત, તોપણ, પેટના પીંડની એ દશા થતી જોઇને એના હૃદય ઉપર ભયંકર આઘાત થયો હોત.

દેવો લથડતે શરીરે અને ભાંગેલે પગે ઘેર આવ્યો ત્યારે, જન્મ્યા પહેલાં જ કપાઇ ચૂકેલા એના ભાવી બાળકને જમીનની અંદર દાટી દેવામાં આવ્યું હતું. અને મોંઘીની દશા પણ બહુજ ગંભીર થઇ પડી હતી.

સુવાવડ પ્રસંગે જોઇતી કશીજ સામગ્રીની તૈયારી નહીં અને ગામડા ગામમાં જોઇતાં સાધન મળે નહીં તેથી મોંઘીની પ્રકૃતિ ઉપર એની ઘણીજ માઠી અસર થઇ હતી.

દેવો આવ્યો અને ઘરમાં ગયો ત્યારે ત્યાંનું ગમગીન વાતાવરણ, મોંઘીની નાજુક દશા અને પોતાને ઘેર આવવામાં થયેલા વિલંબથી જ એની આંખે અંધારાં આવી ગયાં.

પરંતુ અવલ કાકીએ એને બધી વાત વિસ્તારથી કહી સંભળાવી, ત્યારે તો એની દશા અતિ વિપરીત થઇ પડી.



## ૫

દેવો અને મોંઘી, નવજુવાન દમ્પતી ભાવી બાળક માટે જે ભાવભરી કલ્પનાઓ કરે, અને અનેક જાતનાં સ્વપ્નાં સેવે, તેવી કલ્પનાઓ કરતાં અને સ્વપ્નાં જોતાં કેટલાય મહિનાઓ થયાં સુખ માણતાં જીવતાં હતાં.

આજે એ તમામ સુખદ કલ્પનાઓ ફોક થઇ ગઇ, બધાંય શમણાંનો નાશ થઇ ગયો. આશાની આખીયે ઇમારત મૂળમાંથીજ ઉખડી પડી.

"હું હાજર હોત તો છેક આવું તો નજ થાત." એજ એક વિચાર દેવાના માથામાં ઘૂમવા લાગ્યો. માણસ જીવનની પ્રત્યેક નિષ્ફળતા વખતે આવાંજ બહાનાં શોધે છે. અને એના આધારે તે નિષ્ફળતાનાં દુઃખ વીસરવા મથે છે.

"અરેરે! બિચારું નાજુક ફૂલ; જન્મતાં પહેલાં એના કકડા થયા?"

દેવાથી રડી જવાયું.

જમીન સાથે બાથોડિયાં ભરતાં, કુદરતનાં ઘમસાણોની સામે ઝૂઝતાં, કે બીજી અનેક વેદનાઓ સહન કરતાં દેવાની આંખ ભિંજાણી નહોતી. એ આંખમાંથી અત્યારે આંસુની ધાર વહેવા લાગી.

અવલકાકી આઘાં પાછાં થયાં એટલે દેવો આમતેમ જોતો મોંઘીને જોવા ગયો.

મોંઘી ચીંથરાના ઢગલા જેવી એ મેલી ગોદડીઓની વચ્ચે, તુટેલી ખાટલીમાં પડી હતી. સહન કરવી પડેલી વેદનાની સ્પષ્ટ છાપ હજી તેના ચહેરા ઉપર જણાતી હતી, અનેક આશાઓથી પોષેલા બાળકના કકડા થયેલા જાણી, માતૃહૃદયને થતું દુઃખ એની આંખો બતાવી આપતી હતી.

ઓરડામાં અંધારૂં હતું, દેવાથી મોંઘીનો ચહેરો બરાબર જોઇ શકાતો નહોતો, વેદના અને નિરાશા પછી લાગતા શ્રમને લીધે આવેલી નિદ્રાથી હમણાં જ તે જાગૃત દશાની ચિંતામાંથી મુક્ત થઇને, લગાર શાંતિ અનુભવી રહી હતી.

દેવાએ આંખો ચોળી અને મોંઘી તરફ ધારી ધારીને જોયું.

એને જોતાંજ અવલકાકીએ મોંઘીની જે કષ્ટકથા કહી હતી તે, મૂર્ત સ્વરૂપ લઇને દેવાની આંખ આગળ ફરવા લાગી.

મોંઘી કષ્ટથી પીડાય છે. તેનાથી ચીસો નંખાઇ જાય છે, આમથી તેમ ને તેમથી આમ તે આળોટે છે. કષ્ટ વધે છે, બાળકનો પ્રસવ થતો નથી, સહુ મુંઝાય છે, મોંઘીના જીવવાની આશા છોડી બેસે છે—એના બાળકના કકડા કરવામાં

આવે છે, લોહીથી લદબદતું તાજું, સુકોમળ બાળક કેટલાયે કકડા રૂપે એ જોઇ રહ્યો હોય છે.

એકાએક દેવાની આંખે અંધારાં આવી જાય છે. એના માથા ઉપર કોઇએ બે હાથ ભરીને ડાંગ ઝીંકી હોય તેવો કશોક પ્રહાર થતો લાગે છે. તેનો જીવ મુંઝાય છે. ગળું કોઇએ દબાવી ભચડી નાખ્યું હોય તેમ મહા મુશીબતે તે શ્વાસ લઇ શકે છે. હૈયામાં ન સમજી શકાય તેવી વેદના થાય છે. એને ચક્કર ચડે છે. રક્તતરબોળ બાળકના કકડા એની કલ્પનાની પાંખે ચઢી આંખો આગળના અંધારા પડદા પાછળ અદૃશ્ય થઇ જાય છે.

તે જ વખતે દેવાના પગ આખા શરીરનો ભાર ઝીલવાને અશક્ત બની જાય છે. એકાદ થાંભલો પડતી વખતે નમે તેમ દેવાનું ધડ જમીન તરફ નમે છે, વધુ અને વધુ નમતું જાય છે.

દેવો ઢળી પડે છે.



આખા ઘરમાં માત્ર બે જણજ હતાં દેવો અને મોંઘી.

દેવો પડયો, મોંઘીના ખાટલાની ઇસ ઉપર અથડાયો; એટલામાં તેને ભાન આવ્યું, એકદમ તે ઇસ પકડીને બેસી ગયો.

"કોણ–કોણ–?"

દુઃખી, શ્રમિત, સુવાવડી મોંઘી ચીસ નાખતી જાગી ગઇ.

કંઇક સ્વસ્થ થયેલા દેવાએ રખેને એ ચમકી જાય એમ ધારીને કહ્યું :

"એ તો હું છું."

મોંઘીએ પતિનો અવાજ ઓળખ્યો,

"તમે હવે આ...વ્યા...?"

એનાથી વધુ બોલી ન શકાયું, તેનાથી રડી દેવાયું.

કેમે કરી એનું રૂદન ખાળી ન શકાયું.

"હવે રડીને શું કરીશ...છાની રહે..."

દેવાએ હૈયાની વેદનાને મનમાંજ શમાવી રાખવાનો પ્રયાસ કરતાં મોંઘીને આશ્વાસન આપવા માંડ્યું.

પણ મોંઘીથી છાનું રહેવાય ત્યારે ને?

"મારા સમ છે તને જો છાની ન રહે તો."

એક તરફ પતિના સોગન અને બીજી તરફ વહેવા માંડેલું હૈયાનું વહેન.

મોંઘી છાની રહેવા મથવા લાગી; પણ રૂદન અટકવાની ના પાડતું હતું.

"તમે તો ગયા તે પછી ઘર ભૂલી જ ગયા. કયાં સુધી હું તમારી વાટય જોઇ જોઇને..."

વળી મોંઘીના હૃદયમાં, બાળકનું સ્મરણ થવાથી તાજો ઉભરો આવ્યો.

"એ તો તું બધી વાત જાણીશ ત્યારે કહીશ કે તેમાં મારો કશોજ વાંક નહોતો."

"પણ અહીં તો હું એકલી. અને જો તમે હોત તો..."

ત્યાં તો કડકા કરવા પડેલા છોકરાનું સ્મરણ થતાં જ મોંઘીથી ડુઠવો મૂકાઇ ગયો.

"એમ કરીને શું કરીશ? છાની રહે; ભગવાનના હાથની વાત છે—"

દેવો રોતી પત્નીને મોઢાનું આશ્વાસન આપતો હતો. છતાં અંદર તો તેનું ય હૈયું રડતું હતું.

મોંઘીનું રૂદન ખાળી ન શકાયું.



મોંઘીને બાળકનું સ્મરણ થતાંજ રડવા લાગી, રૂદન જેમ જેમ વધતું ગયું તેમ તેમ પ્રસવકાળની નહીં જોયેલી પણ સાંભળેલી કથાનું સ્મરણ તાજું થયું.

દાયણ આવે છે; તેને અતિશય વેદના થાય છે; દાયણ તપાસ કરે છે: પ્રસૂતિની પીડા વધતી જાય છે: ધીરે ધીરે તે ભાન ભુલતી જાય છે: અને આંખ આગળ અંધકારમય પડદો ફરી વળે છે.

અને એ કલ્પના પાછી આગળ ધપે છે: છૂરો ચમકાવતી દાયણ ઊભેલી દેખાય છે. મોંઘીની નજરે એ દાયણ નથી. તેને સ્થાને કોઇક વિકરાળ રૂપવાળી રાક્ષસી ઊભેલી જણાય છે. તેના હાથમાંની છરી ચમકે છે. તે નીચી નમે છે. અને ...

જન્મ્યા પહેલાં જ મોંઘીના બાળકના કકડા થઇ જાય છે;

એક હાથ—એક પગ—લોહીનો દડદડાટ...અને અંધકાર...!

માની આંખ કલ્પનાનું પણ એ દ્રશ્ય સહન કરી ન શકી, માનું હૈયું એ વિચારના ઘા ઝીલી ન શક્યું.

રડતાં રડતાં મોંઘીનાં આંસુ ખૂટયાં તે પહેલાં કલ્પનાના એ ભયંકર દ્રશ્યે, એના દુ:ખવા માંડેલા માથામાં ભયાનક વેદનાનાં તાંડવ જગાડયાં, સ્મશાનની ભૂતાવળના નૃત્યસમાં.

મોંઘી એ વખતે શરીર અને મન ઉપરનો કાબૂ ગુમાવતી ગઇ. પેલા બાળકના કકડા, અંદરથી ટપકતું લોહી, એ દ્રશ્ય નજરે જોતી હોય, તેમ તે ચીસો પાડવા માંડી:

"મારી નાખશો નહીં, કાપી નાખશો નહીં; અરે—અરે! એ મારું બાળક છે—જોઇએ તો મને મારી નાખો—અરે ઓ! એના બાપ ઘેર નથી, તમે એને ન કાપો ન છુંદો!"

ખાટલામાં તે અડધી ઊભી થઈ જતી, હાથ લાંબા ટૂંકા કરતી એબાકળી જેવી બૂમાબૂમ કરતી હતી.

એનાં કપડાંનું ઠેકાણું ન રહ્યું. વાળ વીખરાઇને આમતેમ લટકવા માંડયા.

દેવો ગભરાયો.

"આને શું થઇ ગયું?"

પણ એનો જવાબ શોધી કાઢે તેટલી શાંતિ એને નહોતી.

મોંઘી છેક જ ગાંઠી બની ગઇ હતી. ડરતી, રડતી, ઉછળતી, કરગરતી તે બૂમાબૂમ કરી રહી હતી.

દેવો જલદી જલદી અવલકાકીને બોલાવવા દોડયો. અને વહેલો વહેલો દોડતો પાછો આવ્યો.

ત્યાં તો મોંઘી લાકડા જેવી ખાટલાની બહાર પટકાઇ પડી હતી. એનાં દાંત ભીડાઇ ગયા હતા. શરીર ઠંડુ પડી ગયું હતું. ભાન જતું રહ્યું હતું.

દેવો એ દ્રશ્ય જોઇને ચમકી ગયો.



## ૬

સુવાવડી મોંઘી બિચારી એજીવવાળી હતી ત્યારે પણ પૌષ્ટિક ખોરાક પામેલી નહીં, સુવાવડમાં પણ જોઇએ તેવાં સાધન મળે નહીં, પ્રસૂતિની અતિશય વેદના વેઠવી પડી. આશાભરી યુવતીના માતૃહૃદયને બાળકને કાપીને કાઢવાથી ભારે આઘાત થયો. એ પીડાથી તે અધમૂઇ જેવી બની જ ગઈ હતી.

અંધારો ઓરડો, આવી ગંભીર હાડમારી પછી લેવા જોઇતા ઉપાયોનો સર્વથા અભાવ, તેવા સંજોગોમાં દેવાનું આગમન, અને મર્મવિદારક વાર્તાલાપ એ બધાની અસર મોંઘીની નાજુક તબિયત ઉપર એકદમ થઇ ગઈ.

પુત્રસ્મરણ માડીના હૈયા ઉપર સામાન્ય રીતે જ અતિશય અસર કરે છે. મૃત પુત્રનું સ્મરણ એ અસરને ઘણીજ કાતિલ બનાવે છે. તેમાં પણ મોંઘીના બાલપુત્રની જન્મવા પહેલાંજ જે દશા થઇ હતી, તેવા સંજોગોમાં થયેલા મૃત્યુનું સ્મરણ તો ભયાનક કાતિલ અસર કરનારૂં જ નીવડે છે.

અને મોંઘી તો સુવાવડી હતી સુવાવડમાં સ્ત્રીઓ ભૂત ડરી જાય, ગભરાઇ જાય, તેમને ભૂત પ્રેતનો વાયરો ભરાઇ જાય એવી વહેમી માન્યતાઓથી રચાયલા વાતાવરણમાં મોંઘી ઉછરેલી, એટલે આમ તેમ ભયને તો જોઇ જ રહેલી.

દેવાની ગેરહાજરીથી એના દિલને સખત વેદના થઇ હતી. તે દેવો એકાએક આવ્યો, આવ્યો તેવો ઓચિંતો મોંઘીના માંદા ખંડમાં ગયો, વિચિત્ર સંજોગોમાં તે બન્નેની વચ્ચે વાતચીતનો આરંભ થયો, અને ભયાનક પ્રચંડ આઘાતથી, તાજા ઘાવાળા એના હૈયામાં વળી પતિની ગેરહાજરીમાં પુત્રના થયેલા અકાળ મૃત્યુની યાદ તાજી થઇ ગઇ.

એવી નાજુક ઘડીએ દેવો અવલકાકીને તેડવા દોડયો અને એકલી પડેલી મોંઘીનું હૈયું હાથમાં ન રહ્યું, ખાલી પડેલા હૈયામાં ભયંકર કલ્પનાની ભૂતાવળો જાગી, તે લગભગ ગાંડી જ બની ગઇ, અને કોઇ મદદ કરનાર ન હોવાથી ખાટલામાંથી બહાર ઉથલી પડી.

દેવો પછી આવ્યો. આ દ્રશ્ય જોઇને તે ચમકી ગયો. પણ સાથે અવલકાકી હોવાથી એમની શરમે તે મોંઘીને બોલાવી શકયો નહીં. બેબાકળો બનીને તે બહાર ઓશરીમાં જઇને બેઠો.



## ૭

મોંઘીને જેમ તેમ કરતાં ભાન તો આવ્યું, પરંતુ તેના મગજ ઉપર વાયુના દબાણની અસર થયેલી તે ન ગઇ.

ઘડી ઘડી તે ચમકી ચમકી બોલી ઊઠતી હતી:

"એને તમે કાપી ન નાખો–અરે રે! એ બિચારું મારું બાળક છે–તમારે જોઇએ તો મને કાપી નાખો–હાય હાય! એના બાપને ય શું થયું? આવે વખતે તે પણ ઘેર નથી–ઓ–ઓ! આવો, આવો, એકદમ આવો, આ બધાં તમારા બાળકને, મારા એકના એક છોકરાને કાપી નાંખે છે–અરે! અરે! તમને લગારે દયા નથી આવતી–જુઓ! જુઓ! આ એનો હાથ કાપ્યો, હાય! હાય! તમારાથી આ કેમ જોયું જાય છે?–તમે કોણ છો?–હા, હા! તમે બધી જોગમાયાઓ છો, ના, ના, ભૂતડીઓ છો, રાક્ષસીઓ છો. હાય, હાય! પણ તમને બીજો ભરખ ન મળ્યો, તે મારાજ બાળકને આમ ભરખી જવા ખપ્પર લઇને આવી છો! ઓ! ઓ! જુઓ, જુઓ એ ફૂલ જેવાના કપાયલા હાથમાંથી લોહીની ધારાઓ વહેવા લાગી, હાય! હાય! તમને થયું

છે શું ?–તમે ક્યાં ગયા ? આવો ! આવો ! દોડો ! આવે વખતે તમે ક્યાં છુપાઇ બેઠા છો ? જુઓ, જુઓ, આ દુષ્ટ લોકો એનો પગ કાપવા લાગ્યાં. હાય! હાય! લોહીની ધારાઓ વહે છે–આવો, આવો, આ લોકો મારા બાળકને વાઢી નાખે છે–અરે, અરે ! આવો આવો, દોડતા આવો !"

એ સાંભળીને સહુ કહેતાં: 'મોંઘી ગાંડી થઈ જશે.' અને પછી દેવાને માટે દયા બતાવતાં બધાં નિશ્વાસ મૂકતાં.

એ દશા દેવાને માટે તો અસહ્ય જ થઇ પડી.

ઘડી ઘડી તે ચમકી ઊઠતો, બાવરાની માફક આમ તેમ જોતો, મોંઘીનું શું થશે, એના જ વિચારમાં ગુંગળામણ અનુભવતો.

"તમને શું છે? તમે ક્યાં ગયા ? શું તમને પણ તમારા બાળકની દરકાર નથી? તમે સુધ્ધાં આ બધાંઓની સાથે ભળી ગયા કે શું ?"

મોંઘીના એ શબ્દો તેના હૈયામાં સળગતા અગ્નિની માફક ચંપાતા હતા. તેની વ્યાકુળતા વધતી જતી હતી.

"ખરેખર હું એના બાળકના દુશ્મનોની સાથેજ ભળી ગયો હતો! બરાબર છે, એનું કહેવું તદ્દનજ ખરું છે.

"હું મારા પોતાના બાળકનો દુશ્મન બન્યો? મારી સ્ત્રીનો પણ દુશ્મન બન્યો? હા, હા, ઘેલાભાઇ અને તેની સ્ત્રી, પેલો પોલિસ અને ફોઝદાર એ બધાં, મારા બાળકનાં દુશ્મન બન્યાં છે, મારી સ્ત્રીનાં પણ એજ લોકો દુશ્મન છે. એમની સાથેજ હું પણ એ બન્નેનો દુશ્મન બન્યો ! ના, એ લોકોએ જ મને તે દશામાં મૂકયો. મારી ગરીબાઇનો જ ઘેલાભાઇએ લાભ લીધો

ને ? તે જોઇએ એટલું વ્યાજ લે છતાં પૈસા આપતાં એણે મને કેટલો બધો રોકી રાખ્યો ? એટલું બધું રોકાણ ત્યાં થયું ન હોત તો ?–તો મને પેલો દુષ્ટ રાક્ષસ ક્યાંથી પકડી શકત ? અને જો તે પકડત નહીં તો મને આટલું બધું મોડું શાનું થાત ? ખરું, ખરું, એનું કહેવું તદ્દનજ ખરું છે. હું જ મારાં સ્વજનોના દુશ્મનોની વચ્ચે બેસી રહ્યો ને !”

દેવાના મગજમાં એ જ વિચારો ફરી ફરીને ઘોળાઇ રહ્યા હતા. તેના હૃદયને વારંવાર મોંઘીનાં તાતાં તીર જેવા શબ્દો ડંખી ડંખીને વલોવી રહ્યા હતા.



એક અઠવાડિયું વીતી ગયું, છતાં મોંઘીનું ગાંડપણ ઘટવાને બદલે વધતું જ જતું હતું. બસ્સ, એકજ વાત, રાત્રિ દિવસ એનીએ વાત તેના મગજમાં ઘોળાઇ રહેતી, ઘડી ઘડી તે પોતાના બાળકને કાપી નાંખવાનાં દ્રશ્યો જોઇ જોઇને ચમકી ઊઠતી, અને એવીને એવી ચીસો પાડયાં કરતી.

“આ બધું એકાએક શું થઈ ગયું ?”

એના ખાલી મગજમાં એજ પ્રશ્નોના ભણકારા ઊઠતા હતા.

“ગઇ કાલે બધું કેવું લીલી વાડી જેવું હતું ? આજે આખું ઘર સ્મશાન બની ગયું ! આ બધું એકાએક થઇ શુંઉંઉં...ગયું ? બિચારું બાળક જન્મતા પહેલાં કપાઈ ગયું ! બાયડી ગાંડી થઇ ગઇ–ખેતીવાડી વણસી જવા બેઠી. ખલાસ ! બધે હોળી સળગી ગઇ. દેવા ! દેવા ! તારા નશીબમાં આ શું મંડાયું છે ?”

ગમગીનીમાં ડૂબેલો, શુન્યમનસ્ક બનીને, તે ઓશરીમાં પડેલા એક ખાટલા ઉપર બેઠો. તેના મગજમાં માત્ર આ જ વિચારોની માળા વીજળીને વેગે ફરી રહી હતી. માથામાં કોઇ બન્ને હાથ ભરીને હથોડા મારતું હતું, હૈયું ખાલી કરી શકાતું નહોતું.

દેવાના હૈયામાં જ્વાલામુખી ધુંધવાઈ રહ્યો હતો, ધસમસતા પૂર સમા રૂદનને તેણે બળાત્કારે પાંપણો વચ્ચે દાબી રાખ્યું હતું. એથી એના દિલની વેદના વધતી અને વધતીજ જતી હતી.

હમણાં માથાનો પડદો ફાટી પડશે, હૈયાનાં બંધન તૂટી જશે, આખું શરીર ઉથલાઇને જમીન ઉપર પડી જશે એવું એને થયું.

એનું માથું ચક્કર ચક્કર ફરવા લાગ્યું, બિચારો એકલો ખાટલામાં પડ્યો. કેમે કરી એ દુઃખ ભૂલવા તે મથતો હતો.

મહોલ્લામાંથી તમામ પુરૂષો ખેતરોમાં ગયેલા, ચોમાસાના ઉદ્યોગી દિવસોમાં ખેડૂતોને નવરાશ કયાંથી હોય ?

એ દશામાં દેવાને ખાટલામાં પડી રહયા સિવાય બીજો કશોજ વિરામ નહોતો.



અવલકાકી આવ્યાં, પણ આભડછેટની બીકે મોંઘીને એકદમ અડી શકયાં નહીં.

ધીરે ધીરે તેમણે મોંઘીને જેમ તેમ ઊભી કરી અને એના

મેલા–ગંધાતા ખાટલામાં સુવાડી. અને તેની ઉપર નીચાં નમીને એના માથાને તેમજ ખભાને હચમચાવતાં 'મોંઘી વહુ! એ મોંઘી વહુ!–અલી મોંઘી વહુ! મોંઘી રે!" એવા કંઇ કંઇ જાતના આલાપભર્યાં લાંબા ટૂંકા સાદથી તેને બોલાવવા લાગ્યાં.

પણ મોંઘી શી રીતે બોલે? એને બોલવાનું ભાન જ ન હતું.

થોડો વખત મોંઘી બોલી નહીં એટલે અવલકાકીને યાદ આવ્યું:

"પાણી પાઉં તો!"

અને પછી તેમણે પાણીનું પવાલું ભરીને તેને મોંઢે માંડવાનો પ્રયત્ન કર્યો પરંતુ મોંઘીના દાંત બીડાઇ ગયા હતા!

દેવાની ખેતી ખેતીને ઠેકાણે રહી; વાવેતર માટેની અમૂલ્ય ઘડીઓ વહી જતી હતી. કણબીના દિકરાને એ ઘડીઓ સોનાના મૂલ્યની હોય છે. તે વખતે એ મરી જતો હોય તો મૃત્યુને પણ ચાર દિવસ થોભવાનું કહે, અને વાવણીનું કામ પહેલું કરી લે.

પરંતુ દેવો એ બધું ભૂલી ગયો હતો, એને ખેતીવાડીની ચિંતા નહોતી, ઢોર ઢાંખરની કાળજી નહોતી, ઘરબારની તમા નહોતી, મોંઘીને કેમે કરતાં આરામ થાય એ એકજ ધ્યાન માત્ર એની ચિંતાનો વિષય થઇ પડયું હતું.

પરંતુ કેમે કરતાં મોંઘીને આરામ થતો નહોતો. દેવાની પત્ની માટે દાક્તરની મદદ મળી શકે તેમ નહોતું, તાલુકાના ગામમાં મ્યુનિસિપાલિટીનું દવાખાનું હતું, ત્યાં દાકતર હતો, પણ એટલે બધે સુવાવડી બાઇને શી રીતે લઇ જવાય?

ગામની તમામ ઘરડી ડોશીઓ એને ગભરાવતી ધમકાવતી.

"આવી બાયડીને તે એટલે બધે લઇ જવાય ? ભલા માણસ બાયડી ગુમાવી બેસીશ, બાયડી ! સુવાવડી બૈરીથી તો લગારે બહાર ન નીકળાય."

દેવો એથી મુંઝાતો, દાકતરને ઘેર બોલાવવા જેટલા એની પાસે પૈસા પણ નહોતા.

એટલે લોકો બતાવે તે ઘરગથ્થુ ઉપાયો કરવા તે આમ તેમ દોડાદોડ કરીને થાકી જતો હતો.

તેમાંયે એને નિરાંત નહોતી.

અવલકાકી એક સલાહ આપે તો કંકુ કાકી બીજી આપે, દીવાળી કાકી વળી તેથી જુદીજ વાત કરે તો રૂખીમા વળી નવી જ ભલામણ કરે. એમાં ને એમાં દેવો થાકીને લોથપોથ થઇ જતો. તેમ છતાં મોંઘીનું દુઃખ ઘટવાને બદલે વધતું જ જતું હતું.



મોંઘીની ગાંડાઇ કોઇપણ રીતે અટકતી નથી અને પોતાના બધાજ પ્રયત્નો તદ્દન નિષ્ફળ જાય છે એમ જાણીને દેવાના દિલની વ્યથા વધુ અને વધુ ગંભીર સ્વરૂપ લેતી હતી.

એના હૈયામાં પોતાની ગરીબાઇ ઉપર ક્રોધની જ્વાલાઓ ભભૂકી રહી હતી, ચારે તરફ એને આપત્તિ અને આપત્તિની જ હોળીઓ સળગતી જણાતી હતી. તે બધાંની વચ્ચે ઊભો ઊભો

દેવો નિરાધાર દશામાં ધીરે ધીરે ભડભડી જવા સિવાય બીજો કશો જ આધાર જોઇ શકતો નહોતો.

જેમ જેમ તેને પોતાની નિરાધારી વધુ અને વધુ જણાતી જતી તેમ તેમ વધુ અને વધુ અકળાતો–મુંઝાતો, અને ફરી ફરીને એના એજ વિચારો એના માથામાં આવીને ભરાતા.

'ઘેલાભાઇએ મને પૈસા આપતાં આટલું બધું મોડું કર્યું નહોત તો મારું બાળક આમ મરી ગયું નહોત. હું ઘેર હોત તો હજાર ઉપાય કરી શકત."

વળી એને પોતાની ગરીબાઇ ઉપર ઘૃણા થતી. "હું ગરીબ એટલે જ મારે આવી દશામાં છેક ઘેલાભાઈના ઘેર જવું પડયું ને ?'

વળી એના અંતરમાંથી ક્રોધના ભભૂકા નીકળતા.

'પણ ગરીબ એટલે શું થયું ? હું મજૂરી કરીને પણ ઘેલાભાઇના પૈસા કયાં આપતો નથી ? આ ઘરબાર અને ખેતરો, એ બધામાંથી કેટલું બધું એ વ્યાજખાઉ વાણીઆના ઘેર તણાઇને જતું રહ્યું છે ? કેટલી બધી પેઢીઓથી મારો એની સાથે સંબંધ છે ? જો અમે ન હોત તો એના પૈસાનું વ્યાજ કયાંથી આવત ? એ ધીરધારનો ધંધો શી રીતે ચલાવત ? અને ધીરધાર ઉપર તો એનો ઘરસંસાર ચાલે છે. એ તો શું એના બાપદાદા પણ બીજું શું કરતા હતા ? એમનામાંથી કોઇને હળનો દાંડો પકડતાં આવડે છે ખરો ? છતાં કેટલું બધું અનાજ દરેક રૂતુમાં એને ત્યાં જાય છે ? એ કયે દિવસે ઘડો પાણી આંબા કે મહુડાને પાવા આવે છે ? અને તો પણ દર વરસે

કેટલી બધી કેરીઓ અને મહુડાંનાં ગાડાં ભરાઇને એને ઘેર જાય છે? એ બધું શી રીતે? ધીરધારના ધંધા સિવાય એ શું બીજી મજૂરી કરે છે? કંઇજ નહીં. ત્યારે એને બધાજ પૈસા અમારા જેવા ઘરાકોમાંથી જ મળે છેને? આમ છતાં એ અમારી તરફ કેટલી બધી હલકી રીતે વર્તે છે? જો એમ ન હોત, તો તેણે મને એ દિવસે એટલો બધો બેસાડી રાખ્યો હોત ખરો કે? અને હું બેસી ન રહયો હોત તો પેલો પોલિસ મને વેઠે શી રીતે પકડી જાત?"

પોલિસનું સ્મરણ થતાંજ, એના દિલમાં ધુંધવાઇ રહેલા ગુસ્સા રૂપી જવાળામુખીનો લાવા પોલિસને દઝાડવા લાગ્યોઃ

"એણે મને શું કામ પકડયો? મેં એને કેટલા બધા કાલાવાલા કર્યા છતાં એણે મારું સાંભળ્યું પણ ખરું?—એનો ફોજદાર પણ કેટલો બધો હૈયાસૂનો; શું સરકારે આ લોકોને આવા કામ માટે નોકરીએ રાખ્યા હશે? ના, ના, સરકારને પોતાનું કામ કરાવવું હોય તો ભલે; પણ ફોજદારના ઘરનાં લાકડાં ચીરવાં એ સરકારી કામ નથી. એજ ખરેખરો મારા બચ્ચાનો કાળ છે; એને લીધેજ મારી સ્ત્રીની આ દશા થઇ છે!"

નિરાશ થયેલા દેવાના હ્રદયમાં ધીમેધીમે આમ વેરનો અગ્નિ સળગી ઊઠયો અને તેની પ્રચંડ જવાલાઓમાં તે ઘેલાભાઇને, પેલા પોલિસને અને ફોજદારને સળગાવી મૂકવાના વિચાર કરવા લાગ્યો.

"બસ હવે તો એ લોકોને બરાબર બતાવી આપું તો જ ખરો. મારી આ દશા કરનારા એ લોકો જ છે. મારી ખેતીવાડીનો નાશ કરનારા, મારા ઢોરઢાંખરની દુર્દશા કરનારા, મારા

બાળકનું ખૂન કરનારા, મારી સ્ત્રીને ગાંડી બનાવી નાખનારા, બીજા કોઇ જ નહીં, પણ એ દુષ્ટ લોકો જ છે. એમણે મને રોકી રાખ્યો ન હોત તો હું આવો દુ:ખી થાત નહીં."

એ વેરના ધુંધવાતા તણખાએ ધીરે ધીરે ભયાનક જ્વાલા-મુખીનું રૂપ લીધું, તેમ તેમ દેવો વધુ અને વધુ ભયંકર બનતો ગયો.



## ૮

વેર વેરની એકજ ધૂન દેવાના માથાને ભરી રહી હતી. એના કાનમાં આખો વખત વેર વેર અને વેરના જ પડઘા પડી રહ્યા હતા. ક્રોધ અને ઉજાગરાથી લોહી ટપકવા જેવી લાલચોળ બની ગયેલી આંખો આગળ માત્ર એકજ દ્રશ્ય જણાતું હતું. તે દૃશ્યમાં એ પોતાને એક મજબૂત લાઠી સાથે પ્રચંડ ટોળાની વચ્ચે ઝૂઝતો જોતો: એક મજબૂત પ્રહાર ઘેલાભાઇના માથા ઉપર અફળાયો અને તુરતજ ઘેલાભાઇનું તૂટી પડવું, બીજો એવો જ એક ફટકો અને તેને વેડે પકડી જનાર સિપાઇનું મૃત્યુ, એવોજ એક ત્રીજો જોશભર્યો આઘાત ફોઝદારના માથા ઉપર અને તેનું પણ એકાએક મરણ.

એવાં એવાં દ્રશ્યો નિરંતર તેની આંખ આગળ તરવરતાં. આખો વખત લોહીની ઉછળતી ધારાઓ ઊડતી તેને જણાતી.

દેવો દીવાના જેવો બની ગયો, એના માથામાં વેર સિવાય બીજા કશાનો વિચાર પણ આવી શકતો નહોતો. એ વેરની

આગમાં મોંઘીની ચિંતા પણ સળગી ગઇ હતી. તે પોતાની સ્મૃતિની પણ એ ભડભડતી હોળીમાં આહુતિ આપી ચૂકયો હતો.

બસ એકજ ધૂન એને લાગી હતી: વેરની; એકજ વિચાર એના જીવનનું મુખ્ય લક્ષ્ય બની ચૂકયો હતો: વેરના એક જ માર્ગે તે પોતાનો મોક્ષ જોઈ રહ્યો હતો: વેરનો એના હૈયામાં ધૂંધવાતો જ્વાલામૂખી ફાટી પડવાની છેલ્લી અણી ઉપર જઇ પહોંચ્યો હતો.



આખી રાત મોંઘીની બૂમો ચાલુ રહી. એ પ્રત્યેક પોકાર એની ભડભડતી લાગણીને સળગાવી રહ્યો હતો; એની ચીસોને પ્રત્યેક પ્રતિધ્વનિ, દેવાની કોમળ લાગણીઓને બહેરી બનાવી રહ્યો હતો; એના બડબડાટનો પ્રત્યેક શબ્દ, દેવાના દિલમાં, 'મારા પુત્રનો કાળ હું જ છું' એ વિચાર ઠાંસી ઠાંસીને ભરતો હતો. 'અને મને એનું નિમિત્ત બનાવનાર પેલો વાણિયો, અને પોલિસ સિંપાઇ જ છે' એ નિશ્ચયને વધુ અને વધુ દ્રઢ કરતો જતો હતો.

દેવાની ધીરજની હદ કયારનીયે આવી ગઇ હતી. વેર સિવાયનો વિચાર કરવાની શકિત એનું મગજ ગુમાવી બેઠું હતું. દુશ્મનોના ચિત્કાર ધ્વનિ સાંભળવા એના કાન ના પાડતા હતા. એનાં નેત્રો એની ડાંગના મારથી તરફડી રહેલા દુશ્મનોની મશ્કરી કરવા તલસી રહ્યાં હતાં.

'જેમણે મારો સર્વનાશ કર્યો, તેમને જીવતા રહેવા જ કેમ દેવાય ?"

પહેલો કુકડો બોલે તે વખતે તો એ વિચારે એનું માથું ફરી જવા લાગ્યું. તેનાથી વધુ વખત પડી ન રહેવાયું.

દિશાઓ વેરના વાતાવરણથી ભરાઇ ગયેલી હતી; રાત્રીના શુન્યકારમાં બોલતાં તમરાં અને સામા લીંમડાની ડાળ ઉપર બેસી વારંવાર તીવ્ર ચિત્કાર કરી રહેલી ચીબરી એને વેરનો બદલો લેવાની ઉશ્કેરણી કરી રહયાં હતાં. શાંત ઘોર રાત્રિની શ્યામલતામાં નભોમંડળમાં ચળકતા તારાઓ એને વેર લેવા ઇશારા કરી રહ્યા હતા.

શિકાર ઉપર તૂટી પડતાં સિંહ છલાંગ મારે તેવી છલાંગ મારતો દેવો ખાટલામાંથી ઉછળીને ખડો થઇ ગયો.

ખાટલા નીચેના લોટામાંથી પાણી લઇ એકાદ બે કોગળા કરી લીધા. ખાદીના ધોતીયાંને મજબૂત બાંધી કમર ઉપર ફાળિયું વીંટી લીધું, ખાદીની અંગરખી પહેરી ખાદીનો ફેંટો બાંધી પોતાના મજબૂત જોડા પહેરતો તે માંડવીમાં આવી ક્ષણભર ઊભો રહયો, ત્યારે તે વેર અને વીરત્વની જીવંત મૂર્તિ સમો લાગતો હતો.

ખૂણામાંજ એની કડીયાળી ડાંગ પડી હતી. તે ડાંગ ઝડપી લીધી. યોધ્ધાના નિશ્ચયથી મજબૂત હાથે પકડી તેને આમ તેમ વીંઝી એક બે વિપળ સ્થિર દ્રષ્ટિએ તે ડાંગ તરફ ધારી ધારીને જોઇ રહયો.

આખી આલમમાં જેનું કોઇ ન હોય તેને, એકાદ વીરલ શકિત એકાએક મિત્ર તરીકે સાંપડતાં જે આશ્વાસન મળે તેવું આશ્વાસન દેવાને અત્યારે તેની ડાંગમાંથી મળી રહયું. સારુંયે

વિશ્વ એક તરફથી તેની સામે થઇ રહ્યું હોય, તેને મદદ કરે તેવું કોઇજ ન હોય, તે વખતેજ તેના હાથમાંની ડાંગ સામર્થ્યના તમામ માર્ગ એને સારુ મોકળા કરાવનાર, કોઇક ચમત્કારી ગુરુ કિલ્લી હોય, તેવું દેવાને લાગ્યું.



પ્રાણપ્રિયા કરતાં પણ વિશેષ પ્રેમથી દેવાએ પોતાની જીવનસાથીની ડાંગને હર્ષાવેશભર્યું પ્રાણવાન ચુંબન કર્યું. એ ડાંગના એકજ સ્પર્શે એના રોમેરોમમાં વીજળી ચમકી ગઇ, એના હોઠદ્વારા, ડાંગમાંથી ઝરતી મહાશક્તિની કોઇક વિરલ પ્રેરણાઓથી એનું સર્વાંગ દીપી રહ્યું. એ જાજ્વલ્યમાન્ય દીપ્તિના આંજી નાખનારા પ્રકાશમાં, એ મહાશક્તિના વિરલ સંમીલનમાં દેવાનું માથું ધમધમી રહ્યું; એનાં નેત્રો પ્રચંડ કિરણને પણ સળગાવી મૂકે તેવાં સળગી રહ્યાં. ફરીથી વાતાવરણ શૂન્યમય બની ગયું, ચારે દિશાઓ વેર વેરની માગણીથી ગર્જી રહી, શ્યામ રજની ઉપર ઓરાઢેલા ગગનપટમાંથી ચમકી ચમકીને તારલા એને ઉત્તેજન આપી રહ્યા, તમરાં રણગીત ગાવા લાગ્યાં, લીંમડા ઉપરથી ચિત્કાર કરીને ઊડી જતી ચીબરીએ રણશંખ ફૂંકયા, તે જ વખતે દૂરના ઝાડ ઉપરથી ઘુવડ બોલ્યું. દેવાએ તેમાં રણ-ક્ષેત્રમાં જવાનું પ્રોત્સાહનગીત સાંભળ્યું. તે જ વખતે તેણે ખભા ઉપર ડાંગ મૂકી.

બીજી કોઇ વખત એણે ઘુવડ અને ચીબરીના બોલને માઠા શુકન માન્યા હોત, તેણે ગામ જવું તે દિવસે માંડી વાળ્યું હોત; પણ આજે દેવાને એ બધાં ચિન્હો શુકનવંતાં લાગ્યાં. વેરની ધૂનમાં તેણે ઘર બહાર પગ મૂકયો. એનું હૈયું કોઇક

વીરલ ઉત્સાહથી ઉછળી રહ્યું હતું, ભૂતકાળના કવિઓએ વર્ણ-વેલો એકાદ મહાકાવ્યનો પ્રભાવશાળી વીર નાયક, હસતો ધસતો રણાંગણ તરફ જવા થનગનતી ઘોડલી ઉપર બેસીને દુશ્મન દળનાં હૈયાં વીંધી નાખવા તત્પર બન્યો હોય, તેવો દેવો એક વિપલ આંગણા આગળ ઊભો રહ્યો. પાછું વાળીને ઘર સામે એક દ્રષ્ટિ ફેંકી. એ દ્રષ્ટિમાં સારાયે જગતના સ્નેહનાં સત્ત્વ સારવીને ભરેલાં જણાતાં હતાં.

એક નિમિષ દેવાના હૈયામાં મોંઘીની મૂર્તિ ખડી થઇ. એક નિમિષ મોંઘીને છેલ્લી વખત મળી લેવાનું તેને મને થયું. પરંતુ બીજીજ પળે તેણે એ લાલચ ઉપર વિજય મેળવ્યો.

"હવે તો વેરનો બદલો લીધા પછી જ એને મળીશ. તે સિવાય નહીં."

તેણે મરણિયો નિશ્ચય કર્યો; અને વેરની ધૂનમાં સાનભાન ભૂલી મહાસમર્થ યોદ્ધાની દ્રઢતાથી તેણે ભાગોળનો રસ્તો લીધોઃ મૃત્યુને મૂઠીમાં લઇને નીકળેલા યોધ્ધાની જેમ.

કણબીવાડમાં હજુ સહુ નિદ્રાને ખોળે સૂતાં હતાં, પંખીઓ માળામાં નિરાંતે ઉંઘતાં હતાં, ઢોરો શાંતિથી ઘારણ બોલાવતાં ડયાં હતાં. ઉંઘમાં કોઇક બબડે તે સિવાય પ્રાતઃકાળની ગાઢ શાંતિ ચારે તરફ ઢળેલી હતી. એકલો દેવો જ લાંબી ફાળો ભરતો ઉંઘતા જગતમાં ચાલતો જાગૃતિ બતાવી રહ્યો હતો.

તે અનેક વખત આ રસ્તે ગયો હતો, છેલ્લો ગયો ત્યારે તે ઊડતો હોય તેમ ગયો હતો, ભારે હૈયે, મોંઘીની પીડાની ચિંતાથી વ્યગ્ર બનેલો તે અનેકગણી વધુ ઝડપે દોડયો હતો. પણ

તેની આજની ચાલમાં અજબ ચમત્કૃતિ રહેલી હતી. એના હૈયામાં કશી જ ચિંતા નહોતી, શરીરમાં સ્ફૂર્તિ, મગજમાં વેરની લાગણી, વિચારમાં, હૃદયમાં, રોમે રોમના ધબકારામાં શૌર્ય, ઉત્સાહ, આનંદ અને વેર થનગની રહયાં હતાં.

પોતાના, મોંઘીના, એના એકના એક બાલપુત્રના દુશ્મનોની પાસેથી વેરનો બદલો લેવાની ધૂનથી એની રગેરગ જીવતી બની ગઇ હતી. અતિ ઉત્સાહથી બહાવરો જેવો બની ગયેલો દેવો જ્યારે હવામાં ડાંગને વીંઝતો છલાંગ ઉપર છલાંગ મારતો, પવનને વાહને ચડયો હોય તેમ ગામની ભાગોળ વટાવી, વેરની તૃપ્તિ માટે તલસતો, ધસતો જતો હતો ત્યારે એના જીવનની એકની એક આશા જેવી મોંઘી બૂમાબૂમ અને ઊઠબેસના શ્રમથી થાકીને, પ્રાતઃકાળના તાજગીભર્યા વાતાવરણમાં શાંતિથી નિદ્રા લેતી હતી.



# ૯

અડધે રસ્તે ગયા પછી દેવાને ભાન આવ્યું. 'આટલો વહેલો ગામમાં જઇને તે શું કરશે ?'

અને એ વિચારે એના પગ થોભ્યા.

'થોડોક વખત અહીંજ કાઢી નાખું ?'

દેવાએ પોતાને જ એ પ્રશ્ન પૂછયો.

તુરતજ તે ઊભો રહ્યો.

લાંબી ડાંગ ત્રાંસી જમીન ઉપર ટેકવીને બે હાથ દ્વારા આખા શરીરનું વજન એ ડાંગ ઉપર નમાવી તે એક બે પળો રસ્તા વચ્ચે જ ઊભો ત્યારે મહાકાળ સમો લાગતો હતો.

ગગન ભેદીને તેની પેલી તરફ જોવા મથતો હોય, તેમ તે પૂર્વ દિશામાં ઊઘડતી ઉષાની ગુલાબીની પાછળ જોઇ રહ્યો હતો. તેમાં એને ભીષણ દ્રશ્ય દેખાયું.

ચારે દિશાના અંધારા ગગનપટમાંથી ધસ્યાં આવતાં રાક્ષસોનાં ધાડાં, ઉષાનાં અજવાળાંની બારી તરફ દોડતાં આવીને એ રસ્તેથી પોતાની તરફ આવતાં એણે જોયાં.

એ રાક્ષસટોળું વિચિત્ર હતું. કોઇને માથું નહીં તો કોઇને હાથ નહી, કોઇ વિકરાળ માથામાં ઊગેલાં શીંગડાંવાળા, કોઇક લોહીઝરતા જડબામાંથી લબડતી લાંબી જીભવાળા, કોઇક બકરાના જેવા કાનવાળા, કોઇક સળગતી આંખવાળા એવા એવા રાક્ષસો એ ટોળામાં હતા. તેમાં તેને ઘેલાભાઇનાં દર્શન થયાં, પેલો પોલિસનો સિપાઇ દેખાયો, લાકડાં ચીરવાની આજ્ઞા કરતા ફોજદારને પણ તેણે એ ટોળામાં જોયો !

એ બધું ટોળું 'ખાઉં ખાઉં' કરતું તેની તરફ ધસી આવતું હતું.

દેવો ફરીથી ભાન ભૂલી ગયો, ચમક્યો. ટટાર થયો, મૃત્યુની બીક છોડી, ડાંગને બન્ને હાથે મજબૂત પકડી, માથા ઉપર ફેરવી, હવામાં તોળી, તે દોટ મૂકીને પૂર્વ તરફ દોડયો. બે હાથ ભરીને, પૂરતા બળ સાથે તેણે ડાંગને વીંઝી અને ધડાક કરતી ડાંગ તેણે ઘેલાભાઇના માથા ઉપર પટકી.

એ ડાંગ પટકવાથી સટ્ટાક કરતો અવાજ થયો. તેથી ચમક્યો, ડાંગ તોળીને બીજો પ્રહાર કરવાનો તેનો વિચાર અટકી પડયો. તેણે જોયું તો ડાંગ બાજુના ઝાડના થડ ઉપર અથડાઇ હતી.

ડાંગને તેણે પાછી વાળી લીધી. નરી આંખે આસપાસ જોવાનો પ્રયાસ કરતાં આંખો ચોળી.

ચારે તરફ હજી શૂન્યકાર વ્યાપી રહ્યો હતો, તમરાનાં ગમગીન ગીતોથી વાતાવરણે ભીષણતા ધારણ કરી હતી. આછો વરસાદ વરસી રહ્યો હતો. ચારે દિશાએ તાજાં ખેડાયલાં ખેતરોના ચાસની વચ્ચે ઠરેલાં પાણી આછા પ્રકાશથી ચમકતાં હતાં.

દેવો રસ્તા વચ્ચેથી બાજુના ખેતરના છેડેના મોટા આંબાની વિશાળ ઘટા નીચે જઈને, થડ પાસે ડાંગ મૂકી, વરસાદ-નાં ફોરાંથી બચવા માટે બેઠો.



બાલસૂર્યની કિરણાવલી પૂર્વ દિશાના ગગનફલક ઉપર તેજની જાળી રચતી હતી, તે વખતે દેવો ઘેલાભાઈના ઘર આગળ જઈ પહોંચ્યો.

નોકર ઘર આગળથી વાસીદું કાઢતો હતો, તેણે દેવાને જોયો. દેવાએ એની સામે જોયું.

દેવો ઘેલાભાઈને ઘેર અનેક વખત જતો હતો. ઘેલાભાઈના નોકરે તેને અનેક વખત જોયો હતો; પરંતુ આજનો દેવો એને જુદોજ લાગ્યો.

"તારા શેઠ છે ?"

દેવાએ નોકરને પૂછ્યું.

"ના."

નોકર દેવાના એ પ્રશ્નથી વિચારમાં પડી ગયો. દરરોજ ગરીબડા જેવો જણાતો ધીમે સાદે 'શેઠ, ઘેર છે કે ?' એમ પૂછતો દેવો, આજે 'તારા શેઠ છે ?' એ પ્રશ્ન જે દમામથી પૂછતો

હતો તે જોઇને તેને નવાઇ લાગી.

'ક્યાં ગયા છે ?'

'ગામ.'

'ક્યારના ?'

'બે દિવસથી.'

'ક્યારે આવશે ?'

'મને ખબર નથી.'

'કોને ખબર હશે ?'

'શેઠાણીને.'

'એ જાગ્યાં છે ?'

'હજી નીચે આવ્યાં નથી.'

'હમણાં આવશે ખરાં ?'

'કહેવાય નહીં.'

દેવો મક્કમ પગલે પગથિયાં ચડ્યો. ખડકીમાં પડી રહેતી પાટ ઉપર લટકતા પગ મૂકીને તે બેઠો.

બાજુમાં જ ડાંગ રાખી હતી. પગની આંટી રચીને તે બન્ને પગ હલાવી રહ્યો હતો. કોઇક ઊંડા વિચારમાં ડૂબી ગયો હોય તેવો લાગતો દેવો, આજે સ્પષ્ટ બેતમાથી વર્તતો હતો. એની આંખોમાં વૈશાખ, જેઠના મધ્યાન્હ તપતા હતા.

શાંત બેસી રહેલા દેવાને જોઇને નોકર ગભરાવા લાગ્યો.

એક બે વિપલ દેવો સ્થિર બેસી રહ્યો. 'ઘેલાભાઇ ઘેર નથી' એ જાણતાંજ એના કાળજા ઉપર પાંચશેરી પછડાઇ !

વેર, વેરની લાગણીથી એની નસેનસ સળગી રહી હતી. પણ પહેલે પગલેજ નકાર થયો. શિકાર છટકી ગયો. દાંત નીચે હોઠ કચડીને એ ગણગણ્યો.

ઘડી પછી શું થશે તે દેવો કલ્પી શકતો નહોતો. એને વેર લેવું હતું, પણ વગર વિલંબે રખેને વેરનો હૈયામાં સળગેલો આતશ બીજી કોઇ ઘટના બનતાં ઠંડો થઇ જાય, અને એના દુશ્મનો જીવતા રહી જાય એવો ડર હોય તેમ અત્યારેને અત્યારે ઘેલાભાઇનું કાસળ કાઢી નાખવા, એનો આત્મા ઝંખી રહ્યો હતો.

'એની બાયડી તો છે ને ?'

વેર લેવા તલસતા દેવાના માથામાં એ વિચાર ઊગ્યો.

'ઘેલો નહીં તો ઘેલાની બાયડી !'

એક વિપલ તે એ કલ્પના મગજમાં સ્થિર કરવા અટક્યો. 'એણે મારી સ્ત્રીની ક્રૂર મશ્કરી ક્યાં નહોતી કરી ?'

પરંતુ પોતાની સ્ત્રીનું સ્મરણ થતાં જ એના મનોવિકાર બદલાયા.

'નહીં, નહીં. બિચારી બાયડીની જાત ઉપર વેર લેવું ? મારવો તો મર્દજ અને લૂંટવો તો રાજભંડાર !'

થોડીક વિપલ તેને કશું ન સૂઝયું. 'શું કરવું ?' એ ગૂંચવણમાં તે બેસી રહ્યો.

પરંતુ એજ વખતે એને મોંઘીનું સ્મરણ થયું, એનું વેદના પીડિત મુખ તેનાં મનઃચક્ષુ સમક્ષ દેખાયું.

મોંઘી દ્વારા એનામાં તમામ સ્ત્રીજાતિ તરફ દયાની લાગણી જન્મી.

'કંઇ નહીં, ઘેલો આજે નહીં તો કાલે તો મળશેને ? બસ વેર લઇશ તો એનીજ ઉપર. મર્દનો બચ્ચો મર્દ સામે જ ડાંગ ઉગામશે."

એ જ નિશ્ચય કરી દેવો તે પછી એકાદ બે પળ ડાંગને રમાડતો ત્યાં બેઠો. શેઠાણી ત્યાં સુધી નીચે આવ્યાં નહોતાં. દેવાને હવે ત્યાં બેસવું નિરર્થક લાગ્યું.

'કંઇ નહીં, ઘેલો નથી તો પેલો પોલિસ અને ફોજદાર તો બાકી છે ને ?'

તેણે એ વિચાર કર્યો, અને તુરતજ ત્યાંથી ઊઠયો.



દેવો બજારમાં થઇને પોલિસોના રહેઠાણ તરફ જવા નીકળ્યો, ત્યારે એની નજર આગળ ભર્યા બજારમાં એનું અપમાન કરનાર પોલિસ તેમજ આખો દિવસ ભૂખે પેટે લાકડાં ફડાવનાર ફોઝદારજ જણાતા હતા.

ઘેલાભાઇને ત્યાં દાવ ખાલી જવાથી દેવાને કંઇક નિરાશા થઇ હતી, પરંતુ હજી વેરનો વહની તેના હૈયામાં જેવો ને તેવોજ ભડભડી રહ્યો હતો.

એ અગ્નિને તે શાંત કરવા માગતો હતો. તે શાન્તિ વેરનો બદલો લીધા વિના મળવાની નથી, એ જ ધૂનમાં દેવો બજાર

વચ્ચેથી નીકળ્યો, તેજ અરસામાં પેલો સિપાઇ બજાર વચ્ચે ઊભેલો જણાયો.

એક ગરીબ વાઘરી દાતણ વેચતો હતો. પેલો સિપાઈ એની પાસેથી મફત દાતણ માગી રહ્યો હતો. વાઘરી તેને કરગરતો હતો :

‘ભાઇ શ્યાબ, રોજને રોજ મને એકલાનેજ શું કામ ગરદન મારો છો? આજે કોક બીજા પાસેથી લ્યો, વળી કાલે હું આલીશ.’

‘સાલે, દેના હે કે લાત ખાની હે! બજારમેં બેઠકે પીછે મિજાજ કરતા હય! માલુમ નહીં હય…’

‘બજારમાં તો બધાંયે બેસે હું કાંય એકલો ઓછો જ બેઠું છું…’

‘બહોત બકબક કરતા હય સાલે!’ કહેતાં સિપાઇએ હાથમાંની નેતરની સોટી વાઘરીના વાંસામાં ઝીંકવા ઊંચી કરી એ જ વખતે ધબાક કરતી દેવાની ડાંગ આવીને તેના લમણા ઉપર ઝીંકાઇ.

‘મર ગયા મેરે બાપ…’ કરતો સિપાઈ ચકર ચકર થતો જમીન ઉપર અથડાયો.

એ પડે તે પહેલાં બીજી કડિઆળી ડાંગ એના ખંભાની નીચે બાવડા ઉપર દેવાણી.

એટલામાં તો આખા બજારમાં હોહા મચી પડી.

'પકડો' 'પકડો' 'ખૂન!' 'ખૂન!' પેલા સિપાઇના અવાજ ઉપરથી જ દેવાની નજર તેની તરફ પડી, અને એકદમ ઉછળતો તે એ તરફ દોડયો આવ્યો, 'બરાબર એ જ સિપાઇ છે, એણેજ તે દહાડે આ બજાર વચ્ચે ગાળો દીધેલી, માર મારેલો અને લાકડાં ચીરવા તે જ લઇ ગયેલો' એ ખાત્રી થઇ ગઇ કે કશા પણ વિચાર માટે થોભ્યા વિના દેવાએ પોતાની પ્રિય ડાંગને ઉંચકી, માથા ઉપર ફેરવી અને સિપાઇની ઉપર ત્રાટકી.

બે પ્રહાર, પણ ધાર્યા ન પડયા. વેરની ધૂનમાં દેવાનો હાથ ધ્રૂજી ગયો, અને જે ફટકો માથાની વચ્ચે આવ્યો હોત તો એકજ પ્રહારે સિપાઇના પ્રાણ લીધા હોત તે ફટકો લમણા ઉપર પછડાવાથી, તેની ધારેલી ધારણા પાર ન પડી.

પણ બીજો પ્રહાર થતાં કોલાહલ વધી પડયો, માણસો દોડાદોડ કરવા લાગ્યાં. એટલે દેવાને થયું કે 'અહીં ઉભો રહીશ તો ફોઝદાર રહી જશે.' અને તુરતજ તેણે ખંભે ડાંગ મૂકીને દોટ મૂકી.



'ઓ જાય! ઓ જાય!' ની બુમરાણથી ચારે દિશાઓ ગાજી રહી.

માર ખાઇને પડેલો સિપાઇ હજી જમીન ઉપર તરફડી રહ્યો હતો. એના ફુટી ગયેલા જડબામાંથી વહેતું રક્ત જમીનની ધૂળને ભીંજાવી રહ્યું હતું; એના હાથના ભાંગી ગયેલા હાડકામાં ભયંકર વેદના થઇ રહી હતી.

પેલો વાઘરી એકાએક આ બનાવ બનનાથી બેબાકળો થઇ ગયો. 'રખેને મનેજ કોઇ પકડી લે !' એ ભયથી એનું મગજ કંપી રહ્યું, તેની છાતી ધબકી ગઇ. અને દાતણની સોટીઓનો ગોટો વાળીને એકદમ ત્યાંથી નાસવા ઉભો થયો. એકાએક થઇ રહેલા કોલાહલથી ચારે તરફથી લોકોનું ટોળું હાથમાં શાકની ઝોળીઓ લઇને; કુતુહલ વૃતિથી પ્રેરાઇને ત્યાં આવી આવીને એકઠું થતું હતું.

સવારનો સમય હતો એટલે બજારમાં જોઇએ તેટલી ગરદી નહોતી; તોપણ જ્યાં એ સિપાહી પડયો હતો, ત્યાં ગરદીનો પાર નહોતો.

દેવો દોડયો, ત્યારે લોકોએ બુમાબુમ કરી મૂકી, પરંતુ હવામાં જોશથી ડાંગ ફેરવતા દેવાની પાસે જવાની કોઇની હિંમત ચાલી નહીં, અને તેની પાછળ દોડીને જાનને જોખમમાં નાખવો, એના કરતાં મારથી તરફડતા પોલિસનો કિસ્સો જોવા રહેવું એ વધુ આકર્ષક માનીને બધું ટોળું ત્યાંજ એકઠું થયું.

પેલા વાઘરીની સાથે પોલિસને રકઝક થતી હતી તે કેટલાકોએ જોઇ હતી. તે પછી પોલિસે સોટી ઉગામી અને તુરત જ તેની ઉપર ડાંગ પડી.

એ બન્ને પ્રસંગને કોઇ સાથે જોડતું તો કોઇ શું થયું તે જાણ્યા વિના મનસ્વી રીતે અભિપ્રાય બાંધી બીજા નવા આવનારાઓને મનસ્વી વાતો કહેતું હતું.

આ ગરબડમાં વાઘરી ઊઠયો અને નાસવાની તૈયારી કરતો

હતો, તેટલામાં ટોળામાંથી કોઇકને એમ લાગ્યું કે એને પકડવો જોઇએ, એટલે તેણે તે વાઘરીનો હાથ પકડીને તેને ખેંચ્યો.

"ભાયસ્યાબ, મને શું...શું...કામ પકડો છો? મારે શું છે......"

તે પછી વાઘરીનો અવાજ આસપાસથી થતા પોકારોમાં ડૂબી ગયો.

ત્યાં અનેક સુરો અનેક રીતે નીકળી રહ્યા હતા, કોણ શું બોલે છે તે જેમ સમજી શકાતું નહોતું, તેમ બોલનારા શું કામ બોલે છે તે વાત તેઓ પોતે પણ સમજતા નહોતા.

'મારો સાળાને–એણેજ તોફાન કર્યું છે–ઘડી પહેલાં એને રકઝક થતી હતી–અરે હારે હા, વાઘરીની જાત–સાળો દાતણ બહુ મોંઘાં વેચે છે–અરે કેટલો મિજાજી?–અરે એ તો એનાંજ કામ–મારો! મારો!–પકડો–અરે એ રખે નાશી જાય. જવા ના દેતા'

આમ અનેક જાતની બુમરાણ થઇ રહી. પેલા વાઘરીનું કોઇએ સાંભળ્યું નહીં. કોઇને સાંભળવાની પરવા નહોતી. ટોળું જ્યારે ઉશ્કેરાય ત્યારે તેને સાનભાન રહેતું જ નથી.

વાઘરી એટલે હલકો, હલકો માટે તોફાની હોવો જ જોઇએ. જોઈએ તેવાં સોંઘાં અને સારાં દાતણ તે આપે નહીં એ દાઝ એવી જનતાની મનોદશાનો પેલો વાઘરી ભોગ થઇ પડયો.

એક હાથ હવામાં ઉછળીને તેના માથા ઉપર પડયો, ત્યાં તો બીજો હાથ ઉછળ્યો, ત્રીજો ચે ઉછળ્યો, બુમાબુમ કરતા

વાઘરીના દાતણ અટવાઇ ગયાં, ફાળીઉં માથા ઉપરથી નીકળી-ને ઉશ્કેરાયલા ટોળાની ઉપર થતું થતું કયાંય જઇને પડયું.

દેવાને નજરે જોનારા અને તેની ડાંગને જોઇ ભયથી તેની સામે નહી થનારા પણ આ ધીંગાણાંમાં ભાગ લેવા લાગ્યા !

વાઘરી ગરીબડો, સામે ન થાય તેવો, ભયથી ધ્રુજતો, નાસવાની તૈયારીમાં હતો એટલે સામે થાય તેવો ભય નહોતો. અને તેથીજ તેની ઉપર એટલા હાથ ઉછળી રહયા હતા.

આ ધીંગાણું પુરૂં થાય ત્યાં તો આમ તેમથી બે ત્રણ પોલિસ સિપાઇઓ સાદાં કપડામાં દોડતા આવ્યા.



બે પોલિસે મળીને પેલા ઘવાયેલા પોલિસને બેઠો કર્યો, આજુબાજુમાંથી ખાટલો મંગાવવામાં આવ્યો અને તેમાં તેને સુવાડી, પોલિસ થાણા ઉપર લઇ જવાની તૈયારી કરી એક સિપાઇ ખાટલો ઉંચકવા માટે વેઠીઆ શોધવા ગયો.

બીજા પોલિસે ટોળાંના હાથમાંથી વાઘરીને પકડયો !

પકડતાંની સાથે જ તેણે એની ગરદનમાં જોસથી ધક્કો માર્યો.

એ બિચારાનાં કપડાં ફાટી ગયાં હતાં, તે અર્ધ નગ્ન બની ગયો હતો, અધમુઆ કરતાંયે તેની ખરાબ દશા થઇ ગઇ હતી.

ધક્કાથી તે પડી ગયો, ધૂળ ભેગો થઇ ગયો, પડવાથી એનાં ઢીંચણ સખત રીતે છોલાઇ ગયાં, ચામડી ફાટીને તેમાંથી

લોહીના ફણગા ફુટયા. તેની સાથે જ એનું માથું જમીન સાથે અફળાવાથી ભમ્મરથી બરાબર ઉપર જ મોટો ચીરાડો પડયો અને તેમાંથી લોહી નીકળવા લાગ્યું.

ઉશ્કેરાયલી લોકમેદનીમાંથી તો ઘોંઘાટ, ખળભળાટ અને કોલાહલના જ એટલા બધા અવાજ ઉઠી રહ્યા હતા કે સીધી વાત કહેવા કે સાંભળવા કોઇ તૈયાર જ નહોતા. જેમણે વાઘરીની નિર્દોષતા જોઇ હતી તેમનામાં પણ વચ્ચે પડી વાઘરીને બચાવવાની નૈતિક હિંમત નહોતી. 'આપણે નાહકના શીદ લફરામાં પડવું?' એ એક જ મનોદશા આખાએ ટોળામાં વ્યાપી રહી હતી.

સામી દુકાનોને ઓટલે બેઠેલા બેત્રણ શ્રાવકો દાતણ કરતાં કરતાં એની ચર્ચા કરી રહ્યા હતા.

'બિચારો, નિર્દોષ માર્યો જાય છે.'

'પણ આપણે શું કરીએ?'

'ખરૂં છે ભાઇ! વાત કરવા જઇએ તો ડોકમાં લફરૂં ઘુસે!'

'મારનારો તો નાશીયે ગયો.'

'એની વાંસે કેમ કોઇ ન ગયું?'

'જાય તો કાકો લમણામાં જ દેને? પેલા પોલિસને દીધી તેમ.'

'ભગવાન, ભગવાન! જમાનો શું આવ્યો છે ભાઇ?'

'બળીઆના બે ભાગ છે.'

'આ વાઘરીને બચાવવા જેવો તો છે જ, જુઓ, જુઓ બિચારાની કેવી દશા થઇ ગઇ છે. એ એ એ! છેક જ નાગો થઇ ગયો છે.'

'પણ બચાવવા જાય કોણ?'

'એજ સવાલ છે ને?'

'આ તો મારામારીનાં કામ અને પોલિસના લફરાં! એથી તો છેટા જ સારા!'

'અરે, અરે, એં એ એ, જુઓ તો ખરા એં એ એ, પેલાએ બિચારાને પાડી નાખ્યો, જોયું બાપડાનું કપાળ ફૂટી ગયું!'

પોલિસનો એક સિપાઇ પેલા વાઘરીને ધક્કા મારતો કચેરી તરફ લઇ જવાની તૈયારી કરતો હતો, ચાર વેઠીઆઓ ઘવાયલા પોલિસના ખાટલાને ઉંચકવા જતા હતા; ત્યાં તો ફરીથી દોડાદોડી શરૂ થઇ. ફરીથી બૂમાબૂમ ઊઠી. પોલિસનો એક સિપાહી દોડતો આવતો હતો.

કોઇએ કહ્યું, ફોઝદારને ભયંકર માર પડયો છે. કોઇ માણસે એને મારી નાખવાનો પ્રયત્ન કર્યો અને વળી તે છટકી ગયો છે!'



૧૦

આખું ગામ ખળભળી ઉઠ્યું. 'પોલિસને માર પડ્યો, ફોઝદારને માર પડ્યો, મારનાર પકડાયો પણ નહીં, અને નાશી ગયો!' એ એક જ વાતથી આખું ગામ ખળભળી ઉઠ્યું.

કોઇએ કહ્યું: 'એ કોઇ બહાદુર બહારવટીઓ હોવો જોઇએ. એને પોલિસખાતા સાથે વેર હશે!'

કોઇએ શંકા ઉઠાવી: 'પોલિસનાં માણસોએ એને કોઇક ગુન્હામાં સપડાવવાની યોજના કરેલી હોવી જોઈયે. આજકાલ એવું ઘણું થાય છે જો! અને એ કોઇ જબરો ઉઠાવગીર હોવો જોઇએ. તેણે પોલિસને પોતાનો બરાબર હાથ બતાવ્યો છે.'

કોઇએ વધારે નિશ્ચયાત્મક રીતે અભિપ્રાય દર્શાવ્યો: 'જરૂર આ કોઇ દિવાના માણસનું જ કામ છે.'

કેટલાક વધુ ડરપોક માણસો પોળોમાં આમતેમ દોડાદોડ કરતાં, બહાર રમતાં પોતાનાં બાળકોને ઉતાવળે એકઠાં કરીને

સંરક્ષણ અર્થે ઘરમાં ભરાઇને બારણે આગળા દઇને, 'હાશ્ય, હવે બચ્યા' કરીને નિરાંત વાળીને બેઠા.

જીવનની ઓછી પરવા કરનારા તોફાની લોકો, વાત સાંભળતાંજ દોડાદોડ કરતાં બજારમાં, પોલિસ કચેરી આગળ અને ફોજદારના મકાન પાસે ટોળે મળ્યાં.

કેટલાક શાક લેવા આવતાં આવતાં 'રખેને બજારમાં કંઇક તોફાન થાય અને આપણને કંઇ વાગી બેસે.' માનીને 'આજનો દિવસ શાક વિના ચલાવીશું' કરીને મન વાળતા અડધે રસ્તેથી જ ઘેર પાછા વળી ગયા.

'ગામમાં બહારવટીઆ આવ્યા છે!' એવી બુમાબુમ પણ કોઇક તોફાનીઓએ કરી મૂકી; તે જાણીને કુવે પાણી ભરવા જતી સ્ત્રીઓ ઉતાવળી ઉતાવળી ઘર તરફ પાછી વળી ગઇ.

દુકાનો ઉઘાડવા જતાં વેપારીઓમાંના કેટલાક 'રખેને કંઇક હુલ્લડ થાય' એમ માનીને લાંબી લાંબી ચાવીઓ અને ચોપડાનાં પોટલાં લઇને ઘર તરફ પાછા ગયા.

આખા ગામમાં વિચારોના વાતાવરણમાં મહા ઘમસાણ મચ્યું. જાતજાતની અને ભાતભાતની કલ્પનાઓ ઠામઠામ વહેતી થઇ ગઈ!



ઘવાયલા પોલિસનો ખટલો બારોબાર ઇસ્પિતાલમાં લઇ જવામાં આવ્યો.

ત્યાં પણ એ બનાવે નાનકડો ખળભળાટ મચાવી મૂક્યો.

ગામ પરગામથી દવા લેવા આવેલાં અનેક સ્ત્રી પુરૂષ અને બાળકો, વૃધ્ધો, પ્રૌઢો અને જુવાનો તો એમને એમ નીસાસા નાંખતાં બેસી રહ્યાં. કેમકે દાકતર સાહેબ ઘાયલ થયેલા પોલિસ સિપાહીને તપાસવામાં રોકાઇ ગયા.

નવરાં પડેલાં દર્દીઓ અંદર અંદર મન ફાવે તેવા તરંગો ઉઠાવવા લાગ્યાં.

'બાજુના ગામમાં ધાડ પડી હતી. ત્યાં ધાડપાડુઓની સામે થતાં પોલિસને માર પડ્યો છે.'

એક ઘરડા પુરૂષે 'ઇંડોર પેશંટ' ની ઓરડીમાં ડોકીઉં કરી આવીને તરંગ લગાવ્યો.

' આ શું કહો છો...? '

ભયભીત થતી ગંભીર ભાવે કેટલીક સ્ત્રીઓ બોલી ઊઠી.

'આજકાલ રડ્યા ચોર લોકો બહુ ફાવી ગયા છે બ્હેન !'

સ્ત્રીઓના ટોળામાંથી એકે ધીરે રહીને કહ્યું.

'હવે તો સરકાર પણ એ લોકોથી છેક હારી બેઠી છે. જુઓને પેલો મીરખાં અને બાબરીઓ કેવા કેવા જુલ્મ વરતાવતા હતા. તોયે કેટલાએ દિવસ સુધી તેની સામે પણ કોઇ થઇ શક્યું હતું ખરૂં કે ?'

' અરે બહેન એ વખતની તો વાત જ જવા દયોને ! અમારા એમના મામાની દીકરીની નણંદની ફોઇસાસુના ઘરમાં

એ લોકોએ એટલો જુલમ કરેલો કે, સાંભળતાંએ રડવું આવી જાય !'

એટલામાં પોલિસોની વળી દોડાદોડી થઇ રહી.

પોલિસ સિપાઇને ડાક્ટર તપાસી રહે તેટલામાં તો બીજા ખાટલા ઉપર લોહીલુહાણ થઇ ગયેલા ફોઝદારને લાવવામાં આવ્યો!

અને ઇસ્પિતાલમાં ખળભળાટ વધી પડયો !

'તોફાન ઘણું મોટું થયું લાગે છે !'

એક સ્ત્રીએ કહ્યું.

"અરે કહે છે કે એક સો માણસ ઘવાયાં છે.'

પુરુષોના ટોળામાંથી કોઇએ ગોળો ગબડાવ્યો !

ડાક્ટર અને મદદનીશોને માટે નવી કામગીરી આવી પહોંચી.

દવા લેનારાં બધાં જ લગભગ રખડી પડયાં.



બજારમાં પોલિસ સિપાઇને ઘાયલ કરીને દેવો દોડતો ફોઝદારને ઘેર ગયો.

ફોઝદાર સાહેબ આંગણામાં કંતાનની ખુરશી ઉપર બેઠા બેઠા દાતણ કરી રહ્યા હતા. એમનો ઓર્ડરલી સાહેબ માટે ચહા બનાવવાના કામમાં ગુંથાયો હતો. બીજો સિપાઇ સાહેબનાં છોકરાંને લઇને ફરવા ગયો હતો.

ફોઝદારનું રસ્તા તરફ આડું પડખું હતું. નિરાંતે એ બાપડા જીવ દાંત ઘસતા હતા. ત્યાં તો એકાએક બે હાથ ભરીને દીધેલી દેવાની ડાંગ તેના માથા ઉપર પટકાઇ.

શું થયું ? એ જાણે તે પહેલાં તો બીજી ડાંગ પડી, અને ખુરશીનું ઉપલું લાકડું કડડડ કરતું ભાંગી ગયું. કપડાનો લોચો થઇ ગયો અને ફોઝદાર પણ તેની સાથે જ લોચો થઇને 'ઓ બાપરે!!' કરતો જમીન ઉપર પછડાયો.

દેવાએ ઉપરા ઉપરી ચાર ડાંગો ઠોકી અને હોહા થાય તે પહેલાં તો આવ્યો હતો તેટલી ઝડપથી નાશી છૂટયો.

ફોઝદારનું માથું ફુટી ગયું હતું. બન્ને ખભા ઉપર સખ્ત પ્રહાર થયા હતા. એકદમ પટકાવાથી મોમાં દાતણ પેસી જવાથી તાળવામાંથી અને ફૂટેલા માથામાંથી લોહીની ધારાઓ વહેવા માંડી હતી. પહેલી જ ચીસ ફોઝદારે પાડી અને દેવાએ બીજા ઘા કર્યા, તેટલામાં તો ફોઝદારની બોલવાની શુદ્ધિ પણ હણાઇ ગઇ.

પણ ચીસ સાંભળતાંજ અંદરથી સિપાઇ દોડતો આવ્યો.

તેણે ડાંગ સાથે દેવાને દોડતો જોયો. પણ લોહી વહેતા સાહેબની સારવાર કરે કે દેવાની વાંસે દોડે તેનો નિર્ણય તે એકદમ કરી શકયો નહીં.

બે ત્રણ વિપલ ગુંચવાડામાં ગઇ; એટલામાં તો દેવો અદ્રશ્ય થઇ ગયો.

વિચાર આવતાં તેણે બુમ પાડીને 'બા' ને બોલાવ્યાં, અને

તે નાસતા દેવાની પાછળ દોડયો.

ફોઝદારની વહુ બિચારી બેબાકળી થઇ રડારોળ કરવા લાગી, મોટા અમલદારની પત્ની હોવાનું એનું અભિમાન ગળી ગયું, તેના તમામ ગર્વનું ખંડન થઇ ગયું. તે એક સામાન્ય પુરુષની સ્ત્રી જેવી બની ગઇ, અને પોતાનાં પતિની દુર્દશા જોઇને રડારોળ કરતી માથાં અફાળતી, મદદ માટે બુમાબુમ કરતી તે બેબાકળી બની ગઇ!

એની એ બુમાબુમ સાંભળીને આસપાસથી માણસો દોડયાં આવ્યાં.

એટલામાં તો 'સાહેબ' નાં છોકરાંને ફેરવીને ઓર્ડરલી સિપાઇ આવ્યો.

દેવાની પાછળ દોડેલો સિપાઈ, એકલે હાથે સાહસ ખેડવું વ્યર્થ છે માનીને, 'સાહેબની સારવારમાં કોઇ નથી. માટે મારે જવું જોઇએ' એવા બહાને મન મનાવતો પાછો આવી પહોંચ્યો.

ગામમાં વાયુ વેગે વાત પહોંચી ગઇ. અને બધાં ફોઝદારને ઉંચકીને ખાટલામાં સુવાડે ત્યાં તો 'સુવાણ' પૂછવા અને યશ ખાટવા કેટલાંય માણસો આવવા માંડયાં.



પછી તો પોલિસ છાવણીમાંથી થોડાક સિપાઈઓ આવ્યા એક તરફથી હવાલદાર આવ્યા.

જમાદારે ઓડર્લીની સાથે પડપૂછ કરીને થોડીક બાતમી મેળવી. ચાર છ સિપાહીઓને નાઠેલા ખુનીની પૂંઠ પકડવાની

આજ્ઞા કરી. પોતે પણ દેવો જે દિશામાં ગયો હતો, તે તરફ મારતે ઘોડે ધસી જવા માટેની તૈયારી માટે ત્યાંથી રજા લીધી.

હવાલદારે ફોઝદાર સાહેબને ઇસ્પિતાલમાં લઇ જવાની ગોઠવણ કરી.

'ફોઝદાર સાહેબને માર પડયો!' એ વાત બહુજ ઝડપથી આખા ગામમાં નવા નવા સ્વરૂપે ફરી વળી.

ફોઝદાર જેવા માણસને મારનારની લોકો અજાણતાં પ્રશંસા કરવા લાગ્યાં.

તે દિવસનો ઉગતો સૂર્ય જેમ જેમ આગળ વધવા માંડયો, તેમ તેમ ગામમાં ગભરાટ, ખળભળાટ, લોકવાયકાઓની અફ-વાઓ, દોડાદોડ અને ધમાધમી, પણ વધી પડયાં.

પણ દેવો તેટલામાં છટકી ગયો હતો.



## ૧૧

ફોજદારની કચેરીમાં જોસબંધ હીલચાલ થઇ રહી હતી. જમાદાર, હવાલદાર અને એકાદ બે પોલિસના સિપાહીઓ પેલા દાતણવાળા વાઘરીને ઘેરીને ઉભા હતા.

મધ્યાહ્નનો સૂર્ય પાણીભર્યાં વાદળો નીચે ઢંકાયલો પશ્ચિમ તરફ ક્યારનોયે ગતિ કરી રહ્યો હતો. આખા ગામમાં સવારથીજ અવનવી વાતો અને કલ્પનાઓ ચાલી રહી હતી. પોળે પોળ અને ચૌટે ચૌટે અનેક કલ્પનાઓના ઘોડા દોડાદોડ કરી રહ્યા હતા. પાણી ભરતી પાણીઆરીઓ બહારવટીઆની વાતો કરતી, જમવા જતા વ્યાપારી વણિકો એક બીજાના કાનની પાસે મ્હોંઢાં લઇ જઇને ફોજદારને અને પોલિસ સિપાઇને પડેલા મારની ઘટનાની અનેક પશ્ચાદ ભૂમિકાઓ યોજતા હતા. જેમણે સવારમાં દાતણ કરતાં કરતાં દૂરના ઓટલેથી થતી મારામારી જોયેલી તે જૈનો અંદર અંદર ફોજદાર કચેરીમાં

કેદી બનીને ઉભેલા વાઘરીની દયા ખાતાં વાતો કરતાઃ પણ 'આપણે બધી વાતો કરવા બહાર શું કામ પડવું? ક્યાંક વણનોતરી બલા આવીને આપણી જ ડોકે વળગી પડે! એ તો પોલીસ ખાતું ભાઈ!' કરીને મૌન સેવતા. એમની અહિંસા અને જીવદયાની ભાવના કે નાગરિક તરિકેનો સ્વભાવિક ધર્મ પેલા નિર્દોષ વાઘરીને બચાવવાની એમને નૈતિક હીંમત કે પ્રેરણા આપી શક્યો નહીં.

અને વાઘરી પકડાયો ત્યારથી ભૂખ્યો ને તરસ્યો પોલિસ ટોળા વચ્ચે ધ્રૂજતો હાથ જોડીને ઉભો હતો.

'બોલ સાળા કબૂલ કરે છે કે નહીં?'

એ શબ્દોની સાથે ધડાક કરતો મજબૂત મુક્કો જમાદારે તેના ડાબા જડબા ઉપર લગાવ્યો.

'ભઇસ્યાબ, મારી શું કામ નાખો છો, હું એમાં કશું જ જાણતો નથી.'

ત્યાં તો તેના જમણા પડખામાં બીજી લાત પડી.

'હજી એની એ વાત, બદમાસ સમજતો નથી? સાચું બોલ.' હવાલદારે તાકીદ કર્યો.

આ વાતમાં વચ્ચે વચ્ચે બીભત્સ રસનું ભયંકર પ્રદર્શન કરાવનારાં અનેક વચનો ઉચ્ચારાતાં જતાં હતાં.

'હું શું કહું ત્યારે...?'

'આ કહે?'

સીધો દાંત ઉપર મજબૂત મુક્કો પડયો અને વાઘરીના મોંઢામાંથી લોહીની ધારા વહેવા લાગી.

'બાપજી, હું નિર્દોષ છું...'

'એ સાલો એમ માનવાનો નથી. એને બરાબર પાંસરો કરવો પડશે.'

હવાલદારે જમાદાર સામે જોઇને કહ્યું:

'કેમ અલ્યા મરી જવું છે?'

જમાદાર ડોળા ફાડીને દમામથી ગર્જ્યો.

વાઘરી ધ્રૂજતો હતો, એના મોઢામાંથી લોહી નીકળતું હતું, એક તરફનું જડબું મુંગા મારથી કાળું બની ગયું હતું શરીરના અનેક ભાગ ઉપર લીલામાં થઇ ગયાં હતાં.

'યાદ રાખજે, ઉંધે માથે ઉંચો બાંધીને નીચે દેવતા સળગાવીશું, એક્કે એક હાડકું તોડી નાખીશું, શરીર ઉપર ચામડી નહીં રહેવા દઇએ. સાલી, વાઘરાની જાત એમ સહેજમાં નહીં માને. પણ તેથી તું ઓછો જ છૂટી જવાનો છે? પોલિસનાં માણસો સામે હાથ ઉગામીને હવે તું કયાં જવાનો છે ......'

'સાળો દાતણ વેચવાનો ડોળ કરે છે પરંતુ છે બડો બદમાશ. લુટારૂ ટોળીનો સાગરીતજ છે.'

હવે શું બોલવું? તેની ગતાગમ નહીં પડવાથી વાઘરી મુંગો રહયો. બોલવાની એનામાં તાકાત નહોતી. અને તેના

અભણ નાના માથામાં એ વાતજ ન હોતી સમજાતી કે, આ લોકોને શું કહું તે ખરૂં માને?

ગુંચવાઇ ગભરાઇને તે મુંગો રહયો. 'મુંગો રહેવાથી બચી જઇશ એમ માને છે? સાળી વાઘરાની જાત, કેટલાએ ઢોંગ કરે!' એટલે તે બોલી શકયો નહી.

પણ એથી તો જમાદાર સાહેબના મીજાજનો પારો વધુ ઉપર ચડયો.

'લાવો પેલો ચાબુક, અને બાંધો સાળાને ઉંચો.'

'કહું છું. ભઇસ્યાબ કહું છું. મને મારી ન નાખશો.

વાઘરીના ગળામાંથી ધીમો સાદ આવ્યો.

'કેમ, સાળા! હવે થયોને પાંશરો?'

'સાહેબ, મેં ગુન્હો કર્યો છે.'

'બોલ, શા માટે પોલિસની ઉપર હુમલો કર્યો?'

'ભઇસ્યાબ! હું શું ...'

વાઘરી ગભરાઇ ગયો.

એ વાઘરીને તાજનો સાક્ષી બનાવી છોડાવી મૂકવાની ખાત્રી આપવામાં આવી અને તેની કબુલતના મુદ્દા ઉપર, પોલિસે આસપાસનાં ગામડાંની કેટલીક શકદાર ટોળકીઓને પકડવાનું કામ શરૂ કરી દીધું.

આ અરસામાં પોલીસનાં માણસો દેવાની શોધમાં દોડાદોડ

કરીને હારી થાકીને પાછાં આવ્યાં. પરંતુ વાઘરીની જુબાની ઉપરથી પોલિસને તપાસ કરવાનો માર્ગ મળી ગયો.

એક તરફ આ મામલો ચાલતો હતો, ત્યારે દેવો ફોઝદારને ફટકો લગાવીને ગામમાંથી છટકીને દોડતો ને દોડતો પગ જ્યાં લઇ જાય તે દિશામાં જઈ રહયો હતો.

ગામની સીમ વટાવી ગયો, અને તેની પાછળ કોઇ આવતું ન જણાયું એટલે દેવાને કંઇક શાંતિ વળી; ઘડીભર તે થાક ખાવા ઉભો રહ્યો. આસપાસ તેણે જોયું. કોઇ જ આવતું નથી એ વાતની ખાત્રી થયા પછી શું કરવું તેનો તેણે વિચાર કર્યો.

'ઘેર જાઉં ?' સહુથી પહેલો વિચાર એના મગજમાં એજ આવ્યો.

પણ ત્યાં જાઉં તો તો પોલિસ જરૂર મને પકડી પાડશે !'

તુરત જ નવી કલ્પના એના માથામાં ઉગી.

નહીં, નહીં હમણાં ઘેર તો નહિજ જવું' તેના અંતરે અંદરથી કહ્યું.

'પણ એનું શું થશે ? મારા વિના એનું ગાંડપણ વધી જશે, એને કોણ મદદ કરશે ? એને કોણ બોલાવશે ? તેને ખાવા કોણ આપશે ?'

દેવાના કાળજામાં એ વિચારે ઉંડા ચીરાડા પડતા ગયા.

'હાય, હાય, એના સુખની ખાતર તો મેં વેર વાળવાનો નિશ્ચય કર્યો; પણ આ તો સુખમાંથી દુઃખ થઇ પડયું.'

માથા ઉપર કોઇએ બે હાથ ભરીને લાઠીનો પ્રહાર કર્યો હોય તેવું તે વખતે તેને થયું. મોંઘીની નિરાધાર દશાનું કલ્પનાચિત્ર જોતાંજ તેને તમ્મર આવી ગયાં.

'એનું શું થશે ?'

એને કશોજ માર્ગ સૂઝતો નહોતો.

'ઘેર જાઉં અને પોલિસના હાથે પકડાઉં તેથી પણ એની દશા ઓછી જ સુધરવાની હતી? ઉલટું પોલિસ મને પકડે અને ત્રાસ આપે તે નજરે જોવાથી તો એના દુ:ખમાં વધારો જ થાય.'

પોલિસનો વિચાર આવતાં જ તેણે સભય નજરે સફાળા સફાળા આમ તેમ જોવા માંડ્યું.

'ના, ના, એના કરતાં તો ગમે ત્યાં રખડવું, પણ પોલિસના હાથમાં તો ન જ સપડાવું.' બેચાર વિપલ શાંત ઉભા રહ્યા પછી તે બોલી ઉઠ્યો: 'એને તો બન્નેય રીતે દુ:ખ છે અને જો સુખ નસીબમાં મંડાયું જ નથી, તો પછી દુ:ખી થઇ, પોલિસને હાથે હાડમાર બની, અપમાન અને માર ખાઇ કુતરાને મોતે મરી જવું, તેના કરતાં જીવતા રહી, અનેક બહારવટીઆઓ કરે છે તેમ મરદાઇ ભર્યું જીવન શું કામ ન ગાળવું?'

દેવાના માથામાં તદ્દનજ અકલ્પ્ય વિચાર આવીને ખડો થયો. થોડાંક વર્ષો પર આસપાસ ત્રાસ વર્તાવનારા બહારવટીઆની વાતો તેણે સાંભળી હતી; અત્યારે એ જ કલ્પના તેને મદદગાર થઇ પડી.

'કંઇ નહીં, મારૂં–અમારૂં ભલે ફાવે તે થાય, મારી દુર્દશા કરનારની ઉપર વેર તો લીધું છે ને–ના, પણ પુરેપુરૂં વેર ન લેવાયું. સાળા, બન્નેય બચી ગયા. ધાર્યો ફટકો ન પડયો અને પેલો વાણીઓ ?......'

એ વિચાર થતાં જ તેનું સર્વાંગ કમ્પવા લાગ્યું. એના રોમેરોમમાંથી ઘેલાભાઇ સામેનો ક્રોધાગ્નિ ભભૂકી રહ્યો.

'એ ઘેલીયો; સાળો છટકી ગયો.' એણે દાંત કચકચાવ્યા, જુસ્સાને લીધે તેના ઉપલા દાંત નીચલા હોઠમાં પેસી ગયા.

દેવો ધીરે ધીરે ગરીબડો, ગામડીઓ, નિર્ધન ખેડૂત, મટીને નવો જ દેવો બનતો જતો હતો. જીવનનો એકજ અકસ્માત મૂડદાંમાંથી મર્દો સરજી દે છે. દેવાના જીવનમાં આ અકસ્માત એવો જ હતો. તે ધીરે ધીરે નહી, પણ એક જ સપાટે મરણીયો બની ગયો હતો.

સિંહની માફક માથું ધણધણાવી તે બોલી ઉઠયો: 'એ વાણીયાની મ્હોંકાણે તો મારૂં સત્યાનાશ નીકળી ગયું. મારૂં ઘર, મારો સંસાર બધું વેરણ છેરણ થઇ ગયું. એને તે છોડાય ? કંઇ નહીં બચ્ચાજી ?' ગામ સામે મુક્કો ઉગામી તે જુસ્સાથી ધ્રૂજતો બોલતો હતો: 'બચ્ચાજી! યાદ રાખજે, આ દેવો તને નીરાંતે ઉંઘવા નહીં દે. તારા ઘરમાં હોળી સળગાવશે. ઠામ ઠામ રખડીશ, મરી જઇશ, પણ મરતાં મરતાંયે તને તો મારતોજ જઇશ. પેલા વેઠ કરાવનારા પોલિસોએ તો સ્વાદ ચાખ્યો, ગરીબડા લોકોને હેરાન કરીને કેવો બદલો મેળવી શકાય છે તે એમણે તો જોયું, તું પણ એમ જ જાણીશ, ત્યારેજ તને સમજ પડશે બેટા! યાદ રાખજે, આ દેવો

ગરીબડો હતો, બધું જ મુંગે મોંઢે સહન કરતો હતો, ત્યારે તેં એને ખૂબ જ દબાવ્યો, લુંટયો, સતાવ્યો આજે હવે હું તને બતાવી આપીશ કે, દેવાની સામે તારાથી કશું જ થઇ શકવાનું નથી.'

તેણે ફરીથી દાંત કચકચાવ્યા, અને પોતાના ગામ તરફ જતા માર્ગ ઉપર એક મમતાપૂર્ણ દ્રષ્ટિ ફેંકી, તેણે બીજી દિશાએ જતા આડફંટ રસ્તે ચાલવા માંડયું.



## ૧૨

દેવો ઘેરથી નીકળ્યો ત્યારે એની સ્ત્રી ઘસઘસાટ ઉંઘતી હતી. આખા દિવસમાં ગાંડપણના વારંવાર આવતા ઉથલાથી તે એટલી થાકી ગઇ હતી કે પ્રાતઃકાળની ઠંડી સમીર લહરીમાં, વર્ષાદના ઝીણા ઝીણા ઝાપટાને લીધે વાતાવરણમાં જામતી સુખદ ઠંડકને લીધે તે ઘસઘશાટ ઉંઘી ગઇ હતી.

દેવો ઘેર છે એમ જાણીને મોંઘીની સારવાર માટે સવારમાં એનાં કાકી પણ આવ્યાં નહોતાં એટલે મોંઘીની એ મીઠી નિદ્રામાં ભંગ પડાવનાર કોઇ નહતું.

પરંતુ તે જ્યારે આમ શાંતિથી, જગતનું ભાન ભૂલીને નિદ્રાને ખોળે સુતી હતી; તેજ વખતે એનો પ્રિય પતિ, એની ખાતર જ બાજુના ગામમાં એક પોલિસ સિપાઇ ઉપર, વેરની ધૂનમાં મસ્ત બનીને, સારાસારનું ભાન ભૂલીને ડાંગના પ્રહાર કરી રહ્યો હતો!

મોંઘી જ્યારે નિદ્રામાંથી જાગી તે વખતે દેવો પોલિસના માણસ સામેની મોંઘીના વેરની વસુલાત લઇને ફોઝદારની ઉપર બદલો લેવા જઇ રહ્યો હતો.

તે જાગી ત્યારે એની કાળજી લેનાર કોઇ ન હતું. દિવાની, સુવાવડી મોંઘી ઘરમાં એકલી જ હતી.

તેણે આમ તેમ જોયું. કોઇ ન જણાયું. માત્ર તેના ખાટલાની આસપાસ કોઠીઓ વચ્ચેથી ઉંદરડા દોડાદોડ કરતા હતા, અને તેમને જોઇને ઘાસ ભરેલા ડાગળા ઉપરથી એક બિલાડી હમણાંજ કૂદી પડી હતી.

તેનું આમ તેમ જોવું અને બિલાડીનું ઉપરથી કુદવું બન્ને સાથે બન્યાં. તેથી તે એકદમ ચમકી ઊઠી. તેના મગજમાં વળી જુની કલ્પના તાજી થઇ:

'એ આવ્યા, આવ્યા, આ બધા આવ્યા !–અરે, કોઇ એમને પકડો, પકડો, એ લોકો મારા બાળકને રહેંસી નાખશે ! હાય, હાય, તમે કયાં છો ?–તમારા બાળકને આ લોકો રહેંસી નાખે છે !–જુઓ, જુઓ !–અરે, અરે, આવો ! આવો !–તમે આવે વખતે અમને મૂકીને કયાં નાસી ગયા ! '

આવા લવારા કરતી તે દોડાદોડ કરવા લાગી. આસપાસનાં માણસોનું ધ્યાન ખેંચાયું.

ગ્રામ્યજનોના સૌજન્ય પ્રમાણે આજુબાજુનાં પાડોશીઓ એકઠાં થઇ ગયાં; અને મોંઘીને તેમણે ખાટલામાં સુવાડી દીધી.

ત્યારે દેવો ઘેર નથી એ વાતનું કોઇને સ્મરણ થયું નહી.

સવારનો સમય છે એટલે તે કોઇક કાર્ય માટે બહાર ગયો હશે એમ સહુએ માની લીધું.

પણ કલાકો ઉપર કલાકો જવા લાગ્યા. સૂર્ય પૂર્વમાંથી ઉંચે ચઢતાં ચઢતાં બરાબર દેવાના ઘરના માથે આવ્યો તો પણ દેવો દેખાયો નહી. એટલે અવલ કાકીએ અને બીજાં પાડોશીઓએ અંદર અંદર પડપૂછ કરવા માંડી.

પણ દેવો કયાં ગયો છે તે કોઇ જાણતું નહોતું. દેવાને બહાર જતાં કોઇએ જોયો ન હોતો. એટલે ખુલાસો કોણ કરે ?

આથી તેનાં કુટુંબીઓને ચિંતા થવા લાગી.

ઘરમાં આવી માંદી અને ગાંડી બાયડીને મૂકીને તે કયાં ગયો હશે ?'

'જાય એવો તો કયાંય નથી. જુઓને બાપડાએ બરાબર વાવણીના વખતમાં પણ ખેતીવાડીને ઉંચે મૂકીને મોંઘીની ચાકરી પાછળ જ ધ્યાન આપવા માંડયું છે.'

'એ ખરૂં, પણ હમણાં. હમણાં તે પહેલાં જેવો દેખાતો નહાતો.'

'એ તો જુવાન માણસ અને આવું કદી જોયેલું નહી, ત્યાં માથે આવી પડી એટલે એમ થઇ જાય બાકી તો કોઇને કહ્યા વિના કે મોંઘીની ભાળ રાખવાનું કામ બીજાને સોંપ્યા વિના તે એક ડગલું પણ દે એવો નથી.'

આવી આવી વાતો અંદર અંદર થવા લાગી.

દેવાની ગેરહાજરીમાં એનાં ઘરડાં કાકીએ મોંઘીને જમવા માટેની વ્યવસ્થા કરી દીધી.

મોંઘીની ગાંડાઇ આખો વખત ટકતી ન હોતી. વચ્ચે વચ્ચે તેનું ચિત્ત ઠેકાણે આવતું, ત્યારે તે ઠીક ઠીક વાતો કરતી. એટલે એનું મગજ વધારે ચસકી જવાના ડરથી સહુએ દેવાની વાત તેનાથી છુપાવી હતી.

પણ તે કયાં સુધી છૂપી રહે ?

સૂર્ય પશ્ચિમ તરફ વધારે ને વધારે નમતો જતો જ હતો. ત્રીજો પ્રહર થયો, સાંજ થઇ, છોકરાં નિશાળેથી ઘેર આવ્યાં, સીમમાંથી ચરવા ગયેલાં ધણ લઇને ગોવાળિયા ઘેર આવ્યા. છતાં દેવો ન દેખાયો.

પછી તો ગામનાં મંદિરોમાં સંધ્યા આરતી થઇ, ઘરડાં માણસોની આંગળીએ વળગીને છોકરાંઓ ગામડાનાં સાદાં મંદિરોમાં ચરણામૃતની લાલચે જવા લાગ્યાં, હાટ બંધ કરીને વેપારીઓ ઘર તરફ વળ્યા, ખેતરોમાં કામ કરી કરીને થાકેલા ખેડૂતો ઘેર આવવા લાગ્યા; ત્હોયે દેવો ન દેખાયો.

અને હવે તો રાત્રિનો પર્દો જગત ઉપર પથરાયો. ઘેર ઘેર કોડીયામાં તેલના ઝાંખા દીપકો અંધારાને મારી હઠાવવા યુધ્ધે ચડયા; ઘેર આવેલાં ઢોર, બાળકો અને માણસોના કોલાહલથી દેવાનો મહોલ્લો ગાજી ઉઠયો છતાં દેવો ન આવ્યો.

કૃષિકારોની ગૃહિણીઓ દૂધાળાં ઢોરોને દોહવા લાગી. ઝટ ઝટ રસોઇ કરતી, થાકેલા બળદોને નીરણ નાખતી, થાકેલા

પુરૂષોને શ્રમ ઉતારવા ધગધગતા પાણીના ઉનામણા સ્નાન માટે કાઢી આપતી, જમવાની તૈયારીઓ કરવા લાગી, દેવો છતાંયે ન દેખાયો.

'દેવો ક્યાં ગયો હશે?'

એ પ્રશ્ન વળી નવેસરથી, નવા જોમથી, નવી ચિંતાથી ચોપાસ ચરચાવો શરૂ થયો.

હળ ખેડી ખેડીને, જમીન સાથે બાથોડીયાં ભરી ભરીને, ખુલ્લે શરીરે વરસાદનાં ઝાપટાં સહી સહીને થાકીને લોથપોથ થઈ ગયેલા ખેડૂતો, સ્ત્રીઓ મારફત દેવાની વાત જાણી જાણીને ચિંતા કરતા, જમી પરવારીને દેવો આવ્યો કે નહીં તેની તપાસ કરતા એને ત્યાં આવી આવીને એકઠા થવા લાગ્યા.

રાત ધીરે ધીરે પોતાનો પ્રભાવ વધુ અને વધુ જમાવતી હતી. ઘુવડ અને બાજ ગગન મંડળમાં ઘુમરીઓ લેતા એકલા એકલા અંધારામાં શિકારની શોધમાં ઘૂમી રહ્યા હતા. દેવો હજીય આવ્યો નહોતો.

એનાં ઘરનાં ઘરડાં અવલકાકી, ઠાવકું મોઢું રાખીને, ચિંતાભારથી દબાયલાં પડપૂછ કરવા આવનારાઓને કહેતાં:

'ભગવાન જાણે ભાઈ, આજે હવારથીજ દેવાનો પત્તો નથી.'

'પણ એ કોઈને કંઈ કહીને ગયો છે. કે નહીં?'

'નારે ભાઈ. એની બાયડી છેક રાશવા દહાડો ચડતાં

બુમાબુમ કરવા લાગી, ત્યારેજ અમનેય ખબર પડી કે, દેવો ઘેર નથી.'

'ત્યારે ક્યાં ગયો હશે?'

પ્રેમભરી, ચિંતાતુર લાગણીઓથી એવા કેટલાક પ્રશ્નો પૂછાઇ રહયા હતા.

પ્રત્યેક પ્રશ્નનો ચિંતાભર્યા સ્વરે કાકી ઉત્તર આપતાં હતાં.



દેવાના આંગણાને ઓટલે અને પડેલા ખાટલાએ ઉપર આખા મહોલ્લાના પુરુષો આવીને સમભાવથી બેઠા હતા.

કોઇ ચલમ ફૂંકતા તો કોઇ હુક્કો ગડગડાવતા, વર્ષાદની, વાવેતરની, ખેતરોની, બળદની, પૈસા ધીરનાર વાણીયાની, દુરના ગામે ગુજરી ગયેલા ન્યાતના એક ઘરડા પટેલની એમ અલક મલકની વાતો કરતાં કરતાં કરતાં, વચ્ચે વચ્ચે "અલ્યા, પણ આ દેવાનું થયું શું હશે?' એવી ચિંતા કરતા કરતા, મોડી રાત્રે થાક્યા પાક્યા સુવા માટે સહુ પોત પોતાને ઘેર જવા ઊઠયા, પરંતુ દેવાના આગમનનાં કશાં જ ચિન્હો ન જણાયાં.

આથી મોંઘી તરફ લોક લાગણી વિશેષ ખેંચાવા લાગી.

'મા, બિચારીનું બરાબર જતન કરજો."

આધેડ વયની વહુવારૂઓ પણ જતાં જતાં ઘરડાં કાકીને મોંઘીની ભલામણ કરી જતી.

પુરૂષ વર્ગ પણ ઘેર જતાં જતાં ઘરડાં કાકીને મોંઘીની કાળજી કરવાની સૂચનાઓ આપતો ગયો.

આખી રાત એમને એમ વહી ચાલી છતાં દેવો ન દેખાયો. મોંઘીથી એ વાત છૂપાવવામાં આવી હતી.

પરંતુ એ રાત્રિની ભયંકરતા સહુને વિશેષ લાગી. દેવાના ઘરના મોભ ઉપર બે ત્રણ વખત ઘુવડ બોલી ગયું. એકાદ બે વખત ચીબરી તેના છાપરા ઉપર બોલીને ઉડી ગઇ.

દેવાની કાકીએ બરાબર તે સાંભળ્યું. મહોલ્લાનાં બીજાં સ્ત્રી પુરૂષોએ પણ ઘુવડ અને ચીબરીને બોલતાં સાંભળેલાં. અને તેથી પરંપરાગત વહેમને લીધે સહુના દિલમાં એક પ્રકારના ભયની કલ્પનાથી ભયંકર ધ્રાસ્કો પડતો હતો.

રાત ગઇ અને વહાણું વાયું. નિયમ પ્રમાણે મોટે પરોઢીયે આખો મહોલ્લો જાગ્યો અને કામે વળગ્યો. કોઇ ઘરમાંથી વલોણાના અવાજ આવતા, કોઇ કામગરી સ્ત્રી વહેલી વહેલી ઉઠીને રોટલા ટીપતી તેના કયાંકથી અવાજ સંભળાતા, ગામના કુવે પાણીઆરીઓની હારાદોર મચી રહી હતી, નાની મોટી છોકરીઓ છાણવાસીદાનાં કામમાં રોકાઈ હતી. છોકરાંઓ અને પુરુષો ઘરોમાં બાંધેલાં ઢોરોને બહાર કાઢી કાઢી નીરણ નાખવામાં રોકાયાં હતાં.

કામ કરતાં કરતાં સહુ ચિંતાતુર ચહેરે એકબીજાને પૂછતાં:

'કેમ, દેવાની કંઇ ખબર ?'

'રાત્રે તો કોઇ આવ્યું જણાયું નથી.'

'એના ઘર ઉપર બેત્રણ વખત ઘુવડ બોલતું હતું તે સાંભળ્યું કે ?'

'અરે હા! અને ચીબરી પણ બેચાર વખત બોલી ગઇ હતી.'

'બરાબર.'

'મને તો લાગે છે કે, જરૂર દેવાના ઘર ઉપર કશીક આફત આવી પડશે.'

'આફત તો આવી છેજ તો. બિચારાનું છોકરૂં જન્મતાંજ કપાયું. બાયડી ગાંડી થઇ ગઈ, એનાથી વધારે આફત બીજી શું હશે ?'

'ખુદ દેવાનો જ પત્તો નથી. અને આજે ય તે ન આવે, એની કશી ખબર મળે નહી, તો પછી તેનું શું થયું હશે એ ચિંતા કરવા જેવું તો ખરૂંસ્તો!'

આવી આવી ચિંતાભરી વાતોથી ઘેરાયલા વાતાવરણમાં બીજો દિવસ ઉગ્યો.

વળી પાછા ખેડૂતો ખેતરમાં જવા નીકળ્યા, નિશાળીયાઓ નિશાળે ગયા, ગોવાળીયા સીમમાં ગયા, વેપારીઓ હાટે ગયા, છતાં દેવો હજીયે ન આવ્યો.

શહેરમાંથી માત્ર એક ઉડતી ખબર આવી અને તે પોલિસના માણસ તેમજ ફોઝદારને સખત માર મારીને કોઇના નાશી જવાની.



## ૧૩

એકજ દીવસ પહેલાંનો ગરીબ, ગામડીઓ, શહેરીઓથી ભણેલાઓથી, અને પોલિસથી ગભરાતો સાદો શરમાળ દેવો, જીવનના એકજ અકસ્માતથી સંયોગવશ બહારવટીઓ બની ગયો.

પોતાના ઘરની વાટ તરફ છેલ્લી દષ્ટી ફેંકીને જ્યારે તેણે આડફંટ રસ્તો લીધો, તે વખતે એની રગેરગમાં ક્રોધમાં અગ્નિ સળગી રહ્યો હતો, અને રોમે રોમ મોંઘી ! મોંઘી ! પુકારી રહ્યું હતું.

'જેની ખાતર આ સાહસ કર્યું', તેને જોવા જવાનીએ આજે મને તક નથી ? '

ક્ષણભર તે સુંવાળો બની ગયો. એની આંખમાં આંસુ આવી જાય, મૂર્ચ્છાથી તે જમીન ઉપર પટકાઇ પડે એવી એની દશા બની ગઇ.

એનું બધુંયે સામર્થ્ય હણાઇ જતું હતું' એની આંખ આગળ સારૂંયે જગત ધુદડી ફરતું હતું અને તેની બરાબર મધ્યમાં દોડતી આવતી, દિવાની, બહાવરી, અટૂલી મોંઘી એના નામના સાદ પાડી પાડીને ગળું ફાડી નાખતી હતી એવું દ્રષ્ય એની આંખે જોયું. એવા શબ્દના પડઘા એના કાને સાંભળ્યા.

પરંતુ થોડીજ ક્ષણોમાં તેણે હૈયા ઉપરની નિરાશા ખંખેરી કાઢી.

'જીવતો નર ભદ્રા પામશે, મુઆ પછી કો નહીં મળે ! બરાબર જીવતો રહીશ તો મોંઘીને મળીશ, જીવતો હોઇશ તો સહુ સારાં વાનાં કરીશ. પણ પોલીસ પકડી ગઇ અને ફાંસીને લાકડે ચડાવી દીધો તો...?'

દેવાના આખા શરીરે ફાંસીના નામ માત્રથી કંપ અનુભવ્યો.

રસ્તા વચ્ચે એકાદા ઓટલા ઉપર, મોટી શૂળી ઉભી કરે અને તેની ઉપર જેને શૂળી ચડાવવો હોય તેને ઉંધો સુવડાવીને તેના પેટની આરપાર સળીઓ ઘોંચી દઇને મારી નાખે તેનું નામ શુળી એવી એની કલ્પના હતી.

'એ રીતે મરવા કરતાં તો મારવું અને મરવું એ વધારે મર્દાઇભર્યું છે," એવી લાગણી હવે તેના મનમાં જન્મી.

'ના, ના,'

દેવાનો વિચાર બદલાયો.

'ઘેર તો હમણાં જવું નહીં. પછી જોઇ લેવાશે. પડશે તેવા દેવાશે, ઘણાય બહારવટીઆ બહારવટું ખેડતા અને ઘેર

જઈ સ્ત્રીને મળી તેના હાથના રોટલા ખાય, વળી પાછા વન-વગડામાં ચાલ્યા જતા એવું કયાં નથી બનતું ?'

એ વિચાર થતાંજ જન્મભૂમિની, સ્વજન જેવી બની ગયેલી જાણીતી વાટ તરફ, છૂટા પડતાં સ્નેહીઓ જેવી દ્રષ્ટિ તેણે ફેંકી.

એ દ્રષ્ટીમાં મમતા હતી; કરૂણતા હતી; સ્નેહની છાંટ હતી અને વિરહની વેદના હતી.

એકજ વિપલ એ દ્રષ્ટિ રહી અને તુરત તે સાવધ થયો.

'હવે જવું જ જોઈએ.'

અને દેવો જોતજોતામાં ખાડા–ટેકરા તેમજ ઝાડીઓની પાછળ અદ્રશ્ય બની ગયો.



એક દિવસ ગયો, બે દિવસ ગયા, પણ એના આવવાની આશા કોઈએ છોડી નહીં.

ગામના માણસ બહાર જાય ત્યારે તુરત કાગળ લખતા નથી, કે સંદેશોયે કહેવડાવવાની એમને ટેવ હોતી નથી. એટલે, 'કયાંક જરૂરના કામે ઓચીંતું જવું પડયું હશે' એ વિચારે સહુ મન વાળવાનો પ્રયત્ન કરતું.

પણ ત્રણ દિવસ, ને ચાર દિવસ, પાંચ દિવસ એમ દહાડા ઉપર જતા ગયા, તેમ તેમ લોકોએ દેવાના પાછા આવ-વાની આશા છોડી દીધી. અને એ આશા જેમ જેમ છૂટતી

ગઇ, તેમ સ્વજનોમાંથી મોંઘી તરફની સમભાવની લાગણી ઓછી અને ઓછી થતી ચાલી.

દેવાનું છેકજ નજીકનું સગું તો કોઇ હતું જ નહી, તેમ છતાં ગ્રામ્યજનોની કુટુંબ ભાવના પ્રમાણે એને કોઇ એકલો પડવા દેતું નહી.

નિર્ધનતાને લીધે પરસ્પરને માટે ખાસ પૈસા ખર્ચવા તૈયાર ન થાય, પરંતુ ખાવા-પીવાની બાબતમાં ગ્રામ્યજનોની નિખાલસતા જેટલીજ એમની ઉદારતા પણ હોય છે.

છતાં જ્યારે દેવાનું ઠેકાણું જ નથી, તો પછી એની ગાંડી સ્ત્રીના પોષણનો ભાર હમેશને માટે ઉંચકવા તૈયાર કોણ થાય?

'આ તો હંમેશની માથે ભાગી !' એ વૃતિનો તે પછી ધીરે ધીરે ઉદય થવા લાગ્યો. અને પછી તો દેવાની કાકીએ પણ દિવસમાં અમુક જ વખત તેને ત્યાં, કેવળ લોકલજ્જાએ આવવા જવા માંડયું.

દેવાનો પત્તોજ નથી એ વાત હજુ મોંઘીને કોઇએ કરી ન્હોતી.

પણ પછી કાકી કંટાળ્યાં. ભારરૂપ લાગતી મોંઘી તરફ વિના કારણે એમના હૃદયમાં એક પ્રકારની તિરસ્કારબુધ્ધિ ઉત્પન્ન થવા લાગી, એટલે એક દિવસ જ્યારે મોંઘી શુધ્ધિમાં હતી. તેવે વખતે તેમણે તેની આગળ દેવાના નાશી ગયાની વાત એકદમ કહી દીધી.

'શું કહો છો ?'

'ખરૂં જ કહું છુ. '

'એ કયાં ગયા છે ? '

'તેની જ કોઇને ખબર નથી. '

'કયારના ગયા ? '

'આજે તો આઠ દિવસ થઈ ગયા. '

'હેં એં એં...!' મોંઘીની આંખો જાણે હમણાં નીકળી પડશે, એનું ગળું જાણે હમણાં ફાટી જશે.

'આઠ દહાડાથી એમનો પત્તો નથી ?' તેણે કાકીની શરમ છોડીને વાત કરવા માંડી.

'હા, આઠ દહાડાથી પ-તો નથી. '

'પણ જતી વખતે કોઇને કંઇ કહ્યું હતું ખરૂં ? '

'કોઇએ એને જતાં પણ જોયો નથી.'

'જતાં પણ જોયા નથી ? '

'ના.'

'હાય હાય ! મા ! તમે આ શું કહો છો ?'

કાકી એની સામે જોઇજ રહ્યાં.

મોંઘી હૈયાફાટ રૂદન કરવા લાગી.

'હાય હાયરે ! હવે મારૂં શું થશે ? અરેરે ! એમણે કયાંય

કુવો હવાડો કર્યો હશે તો ?' મોંઘી છૂટે મ્હોઢે નાના બાળકની માફક રડતી હતી.

'એવું કરે એવો દેવો નથી.'

'કોણ જાણે મા, એ કેમ કહેવાય ?'



મોંઘી તે દિવસથી આખો વખત રડરડ કરતી.

હવે તે ઘરમાં બેસી રહેતી નહીં.

કોઇક ખાવાનું આપે તો તે ખાઇ લેતી અને આખો દિવસ દેવાની શોધમાં આમ તેમ દૂરદુર ફરતી, ખેતરોમાં રખડતી.

એના મગજમાં એજ વિચાર વારંવાર આવતા કે મારૂં બચ્ચું મરી ગયું એટલે એ એને લેવા એની પાછળ જ ગયા. જરૂર તે કોઇક કુવામાં પડેલા હોવા જોઇએ.

એટલે તે ગામના એકકે એક કુવા શોધી વળી, તે પછી ગામની આસપાસના ખેતરોમાં અને આજુબાજુના ગામોની સરહદોમાં આવેલા કુવાઓ તેણે ખોળવા માંડયા. મોંઘીનાં એજ કામ થઇ પડયાં હતાં.

આખો દિવસ રડવું અને ઠામઠામના કુવાઓ શોધવા.

જોતાંજ દયા આવે એવી એની દશા થઇ પડી હતી. મોંઘીની અવદશા જ બેઠી હતી.

દેવાનું એક વખતનું નાનકડું ગરીબડું છતાં સુખી અને સંતોષી ઘર ઉજ્જડ બની ગયું. એનો સર્વનાશ થઇ ગયો. ખીલતી વાડી વેડફાઇ ગઇ, જ્યાં હાસ્ય અને આનંદ જણાતો ત્યાં રૂદન અને નિસાસાનું સામ્રાજ્ય વ્યાપી ગયું.

૧૪

મોંઘી દેવાને શોધી શોધીને થાકી, પણ પત્તો મળ્યો નહીં.

તે નિરાશ થઇ, હારી બેઠી, અને પછી તો એણે કુવા શોધવાનુંય માંડી વાળ્યું.

આખા ગામમાં, પટેલની ન્યાતમાં અને તેના સગાસંબંધીઓમાં દેવાના એકાએક ગુમ થવાની વાત ફરી વળી.

જનતાના સ્વભાવ પ્રમાણે કોઇએ તેની દયા ખાધી, કોઇએ એની માંદી–ગાંડી સ્ત્રીની દયા ખાધી, કોઇએ કહ્યું: 'દુ:ખથી હારીને બાવો થઇ ગયો હશે. કોઇએ કહ્યું; 'સંસારના બોજાથી કચડાઇને કયાંક નાશી છુટવા કોઇક દૂરનાં શહેરમાં કમાવા ગયો હશે;' કોઇએ ટીકા કરી: 'આપઘાત કરીને મરી ગયો હોય તો પણ શું ખબર ? '

કોઇએ તેની એવી હૃદય દુર્બલતાને વખોડી, તેની મર-

દાઇનો તિરસ્કાર કર્યો, કોઇએ તેવા સંજોગોને ધ્યાનમાં લઇ તેની તરફ સમભાવ બતાવ્યો.

પછી તો ધીરે ધીરે સહુ એને ભૂલતા ગયા. એની વાતોયે પછી તો વિસારે પડી સહુ તેને ભૂલી ગયાં પણ દેવાને ન ભૂલી એક મોંઘી. એના હૈયામાંથી દેવાનું સ્મરણ ન ખસ્યું.

દેવાના ગુમ થવાના દુ:ખના એકાએક આઘાતથી મોંઘીના દિલમાંથી બાળકના વિચારો એકદમ જતા રહ્યા હતા, એ વિચારો થતાં તેને અનેક જાતની બિહામણી કલ્પનાઓ આવતી તે પણ અટકી ગઇ, પરિણામે તે વિના કારણે વારંવાર ઉશ્કેરાતી તે બંધ થઇ ગયું.

અને જેમ શાંતિમાં હોય ત્યારે તે ગંભીર વાતો કરી શકતી, તેમ હવે તો આખો વખત દેવાના જ વિચારોમાંજ તે મશગુલ રહેવા લાગી.

એથી મોંઘીનું ગાંડપણ કંઇક ઓછું થતું લાગ્યું. પરંતુ એકાએક બીજી એક વાત સાંભળવાથી એના દિલ ઉપર જે ધકકો લાગ્યો તેથી એનું રહયું સહયું ગાંડપણ પણ જતું રહ્યું.



એ વાત આ હતી.

પોલિસની ઉપર ભયંકર હુમલો કરવા માટે પકડાયલા વાઘરીને મારી મારીને પોલીસે મનાવ્યો, તેમજ આજુબાજુનાં ગામડાઓમાં રહેતા ગુન્હા કરવા માટે જાણીતા થયેલા બીજા કેટલાય માણસોને પકડવામાં આવ્યા; પરંતુ તેમની પાસેથી યે

એવી કશી બાતમી મળી શકી નહીં કે જેથી ખરો ગુન્હેગાર પકડાઇ શકે.

પણ ફોઝદારને ત્યાંથી દેવો નાઠો, ત્યારે એને જોનાર એક સિપાઇએ જે વર્ણન આપ્યું. તેમાં તેણે કહ્યું કે, નાસનાર માણસ થોડા દિવસ ઉપર જેને ફોઝદારને ઘેર લાકડાં ચીરવા માટે લાવવામાં આવ્યો હતો તેના જેવો લાગતો હતો.

તેની સાથે પેલા વાઘરીની વાત પણ મળતી આવી.

વાઘરીએ શરૂઆતમાંજ કહી દીધું હતું કે; 'સાહેબ, હું તો આ વાતમાં કશુંજ જાણતો નથી. રોજ હું ગામમાં દાતણ વેચવા બેસું છું. મને એમાંથી પેટીઉં મળી રહે છે, એટલે મારી દાનત ચોરી કરવા તરફ શું કામ જાય?

પણ પોલિસના માણસો રોજ મફત દાતણ માગવા માટે આવે, તેથી કેટલીક વખતે અમારે એમની સાથે રકઝક થાય છે. એવી રકઝક તે દિવસે મારે પોલિસના માણસની સાથે થઇ હતી.

'એટલામાં કણબી જેવો જણાતો એક માણસ ગાંડાની માફક દોડતો આવ્યો, અને તેણે માથે ફેરવીને ડાંગનો પ્રહાર પોલિસના માથા ઉપર કર્યો, શા માટે એણે તેમ કર્યું તેની મને કશી જ ખબર નથી. પણ એ માણસને મેં નાશી જતાં જોયો આથી ધાંધલ થશે ધારીને હું મારાં દાતણ એકઠાં કરી નાસવા જતો હતો; ત્યાં તો પોલિસે મને પકડયો ને લોકોનું ટોળું પણ મારી ઉપર તૂટી પડયું.'

પોલિસ આથી મુંઝવણમાં પડી કેમકે તાલુકામાં કામ કરનારાં પોલિસનાં માણસો ગૂંચવણભર્યા ગુન્હા શોધી કાઢવા માટે જોઇતી બુદ્ધિ, અનુભવ કે કેળવણીવાળા હોતા નથી.

આમ છતાં ખૂબ તપાસ પછીએ ખરા ગુન્હેગારનો પત્તો ન મળ્યો અને અનેક માણસોને પકડવા છતાં ગુન્હા કરવામાં રહેલા કાર્યકારણની સાંકળની કડીઓ બેઠી નહી, તેવામાંજ પોલિસને બીજાં બે ત્રણ સાધનો સાચા ગુન્હેગારની શોધ માટે મળી ગયાં.

જ્યાં મારા મારી થઇ હતી તેની આસપાસના માણસોમાં પોલિસે તપાસ કરવા માંડી, પરંતુ કોઇ એમ કહેતું નહોતું કે, અમે ગુન્હેગારને જોયો છે.

આમ છતાં પોલિસે સમજાવટ–પતાવટથી કામ લઇ ગુન્હેગારને જોનાર માણસ વાત કરવાથી કોઇ જાતની મુશ્કેલીમાં ઉતરશે નહી એવી વારંવાર ખાત્રી આપી ત્યારે દાતણ કરતાં દેવાને જેમણે જોયો હતો, તે માણસોએ પોલિસને ખબર આપી કે 'પોલિસને મારનાર વાઘરી નહી પણ બીજો જ માણસ છે. વાઘરીને તો પોલિસે બીનગુન્હે પકડ્યો છે. મારનાર ગમે તે દિશામાંથી આવ્યો હોય તેની અમને ખબર નથી, પણ કણબી જેવા દેખાવનો એક જુવાનીઓ, ક્યાંકથી ધસમસતો આવ્યો; અને વાઘરી સાથે દાતણ માટે રકઝક કરતાં પોલિસને ડાંગના બે પ્રહાર કરીને, તુરત જ તે ફોઝદારના ઘર તરફની દિશા એ દોડી ગયો.'

પોલિસને તેથી ખાત્રી થઇ કે, વાઘરીને પકડવામાં ભૂલ થઇ છે, અને જેણે પોલિસની ઉપર પ્રહાર કર્યા, તે જ માણસે ફોઝદાર ઉપર પણ હુમલો કર્યો હોવો જોઇએ. વળી ફોઝદારના ઓર્ડરલીએ તેમજ વાઘરી અને બીજા પ્રેક્ષકોએ દેવાની આપેલી ઓળખાણમાં મળતાપણું પણ લાગ્યું.

આથી પોલિસ તપાસનો માર્ગ કંઇક સરળ બન્યો.

લાકડાં ચીરવા દેવાને વેઠે ઘસડી જનાર પોલિસને જ માર પડયો હતો. વળી જે માણસ લાકડાં ચીરવા આવ્યો હતો તે ખૂબજ બડબડાટ કરતો હતો. તે વારંવાર ઘેર એની સ્રીને પ્રસૂતિ થાય તેમ છે તેવું કહી કહીને, પોતાના ગામનું, તેમજ ઘેલાભાઇનું નામ પણ લેતો હતો. એ બધી કડીઓની સાંકળ ગોઠવાઇ એટલે પોલિસે ઘેલાભાઇને ત્યાં તપાસ કરી.

અને ત્યાંથી ખબર મળી કે: "દેવો એક દિવસ વહેલો હાથમાં મોટી ડાંગ સાથે આવ્યો હતો ખરો."

'આવ્યો ત્યારે તે ઘેલાભાઇને શોધતો હતો. તે દહાડે એની આંખોમાં જુદો જ રંગ દેખાતો હતો.'

ઘેલાભાઇના નોકરે પોલિસ તપાસમાં કહ્યું: 'દેવો અહીં અનેક વખત આવે છે, પણ મેં કદી પણ તેને એ દિવસના જેવો જોયો નહોતો. ત્યારે તો એ વિકરાળ વાઘ જેવો લાગતો હતો. એની આંખમાં જ જાણે ખૂન પોકારી રહ્યું ન હોય તેમ જણાતું હતું.'

ઘેલાભાઇએ પોલિસને કહ્યું: 'તે છેલ્લો આવ્યો ત્યારે

એની સ્ત્રીની સુવાવડ માટે પૈસા લેવા આવ્યો હતો અને વહેલો વહેલો ઘેર જવાની ઉતાવળ કરતો હતો.'

પોલિસ તપાસમાં ગુન્હા તેમજ ગુન્હો કરનારની એક સળંગ સાંકળ હવે સંકળાઇ ગઇ.

પછી તો પોલિસે દેવાની ગામમાં તપાસ શરૂ કરી.

ત્યાંથી ખબર મળી કે ઘણા દિવસથી દેવાનો પત્તો નથી. અને તેના ગૂમ થવાના દિવસ સાથે જ પોલિસ ઉપર થયેલા હુમલાના દિવસનો સંબંધ પણ બરાબર બેઠો.

પણ હવે પકડેલા વાઘરીનું શું કરવું? એ પોલિસ માટે જરાક મૂંઝવણનો પ્રશ્ન થઇ પડયો

પરંતુ તેથી દેવાની તપાસ તો અટકી નહીં જ; એ તપાસનો આરંભ દેવાના ઘેરથી જ થયો.

ગામના લોકોએ ઘણું ઘણું કહ્યું કે, મોંઘી તો ગાંડી થઇ ગઇ છે. દેવો ગૂમ થયો તે વખતે પણ તે ગાંડી હતી છેક પ્રસૂતિના દિવસથી જ તે ગાંડી થઇ ગઇ છે. પોલિસના માણસો સામાન્ય જનતાની વાતો ઉપર વિશ્વાસ મૂકતાં નથી.

પણ જ્યારે દેવાના કુટુંબના એક ડાહ્યા માણસે કહ્યું: 'સાહેબ; પ્રસૂતિને દહાડે દેવો શહેરમાં રોકાઇ રહ્યો એટલે તો બચારી એની બાયડી ગાંડી થઇ ગઇ સે!'

એટલે તો પોલિસને નવો ઉત્સાહ ચડ્યો અને નવો વેગ મળ્યો.

'ત્યારે તો દેવાએ કરેલા તોફાનનો સંબંધ એની સ્ત્રીની સાથે જ હોવો જોઇએ.'

પોલિસ અધિકારીએ એ નિર્ણય કર્યો અને મોંઘીની તેણે ધરપકડ કરી.

આ બનાવે મોંઘીના દિલ ઉપર નવી જ અસર કરી.



## ૧૫

દેવાના ગામમાં હાહાકાર મચી રહ્યો. આખું ગામડું તે દહાડે ખળભળી ઊઠયું. ગમે તેમ તોયે દેવો કણબીનો દીકરો હતો. ગુન્હો એણે જ કર્યો છે કે કેમ એની પણ હજી ખાત્રી થઇ નહોતી, અને થઇ હોય તો પણ મોંઘીને શું?

એ વાતથી તે દહાડે તો આખું ગામ ગર્જી રહ્યું.

ગામનો મુખી પટેલ હતો દેવાની ન્યાતનો અને તેનો દૂરનો સગો.

એ મુખી તરફ કણબી કોમના સારા સારા માણસોની આંખો ખેંચાઇ રહી હતી.

તેથી એ ચાર ઘરડેરા અને પંચાતમાં પાવરધા માણસો મુખીને ઘેર ગયા.

ગંભીર મુખમુદ્રાઓ કરીને તેમણે તેને કહ્યું.

'ભગાભાઇ ભૂંડી થઇ.'

'શું ભાઇ?'

નાનકડા ગામડાના ખટપટિયા અને કુશળ ભગામુખીએ ટૂંડી બેદરકારી બતાવી.

'આપણા દેવાની વહુને પોલિસનાં માણસ પકડી ગયાં.'

'શું કહો છો?'

'અમે તો જાણ્યું કે તમને એ વાતની ખબર હશે જ.'

'ના રે ના, હું તો બે દહાડાનો ગામ ગયો હતો તે હમણાં જ ચાલ્યો આવું છું.'

'ત્યારે...હવે...?'

એક ઘરડા પટેલે ઘેરા સાદ કાઢતાં કહ્યું:

'આ તો કણબી ન્યાતનું નાક કપાઇ જવા જેવું કહેવાય.'

બીજા એક પટેલ બોલ્યા:

'ખરું છે. પણ દેવાની વહુને પોલિસ પકડી ગયા જ શું કામ?'

'એ તો ભગવાન જાણે! પણ કહે છે કે દેવાએ પોલિસના માણસને અને ફોઝદારને માર્યાં છે.'

'તેમાં એની વહુને શું?'

ભગાએ આશ્ચર્ય બતાવ્યું.

'અને દેવાનો પત્તો નથી.'

આવનારમાંના એકે મૂળ વાતનું અનુસંધાન ચાલુ રાખ્યું:

'તે હશે, પણ મોંઘીને પોલિસે શું કામ પકડી?'

'અમને એની ખબર નથી, એટલે તો તમારી પાસે આવ્યા છીએ. ભગાભાઇ ગમે તેમ થાય પણ મોંઘીને તો છોડાવી લાવવી જોઇએ, નહીં તો આખા ગામમાં કણબીઓનું નાક કપાઇ જશે. અને આખી ન્યાતમાં આપણાં ગામનું નાક નહીં રહે!'

'ત્યારે હવે...?'

'હવે શું', ભગાભાઇ તમે જાઓ, જોઇએ તો અમારામાંથી કોઇને તમારી સાથે લઇ જાઓ, પણ મોંઘીને તો છોડાવી લાવવી જ જોઇએ.'

ભગો વિચારમાં પડી ગયો. 'પોલિસ ખાતું કોઇની પણ શરમ રાખતું નથી. મારી શરમ પણ રાખશે કે નહીં? અને જો નહીં રાખે તો કણબી કોમનું નાક તો કપાવાનું હશે ત્યારે કપાશે, પણ મારું તો નાક જ ગામમાં કપાઇ જશે!'

તો પણ કંઇક કહેવું જોઇએ ધારીને તેણે કહ્યું: 'ઠીક હું જ તે માટે જઇશ.'



મોંઘીને પકડી જવામાં આવી ત્યારથી તેની પાસે ગુન્હો કબૂલ કરાવવા કે દેવાની ભાળ આપવા માટે તેની ઊપર દમદાટી અને ધાક ધમકીના પ્રયોગ અજમાવવા માંડ્યા.

બાપડી મોંઘી! જન્મારામાં જેણે કદી કચેરી યે જોયેલી

નહીં, પોલિસનું નામ સાંભળીને જે હંમેશા ગભરાતી, તેની દશા તો વિચિત્ર જ થઇ પડી હતી.

'મને તો કશી ખબર જ નથી.'

એ એકજ સાચી વાત તે બિચારી પ્રમાણિકપણે કહ્યા કરતી હતી.

પણ મોંઘીની એ વાત ઉપર પોલિસે વિશ્વાસ ન મૂકયો અને પછી તો એની સાથે વધારે કડકાઇથી કામ લેવા માંડ્યું.

મોંઘીના હાંજાજ ગગડી ગયા. તે બિચારી બ્હાવરીની માફક આમતેમ જોતી, ચારે તરફ પોલિસોથી વીંટળાયલા ભયભીત વાતાવરણથી ગભરાતી, ધ્રુસકે ધ્રુસકે રડયાં જ કરતી.

પરંતુ એથી તો તેની ઉપર ઢોંગ કરવાનો આક્ષેપ મુકાતો.

'તું જાણી જોઇને ગાંડી હોવાનો ઢોંગ કરે છે, પણ યાદ રાખજે કે તેથી તું કે તારો વર બચી જવાના નથી.'

ગામડાનાં સાદાં માણસોને હંમેશાં ઓછું બોલવાની આદત તે બિચારાં સાદી સીધી વાત કરી શકે, તેમાંય મોંઘી જેવી કણબણની પોલિસની આંટીઘુંટીવાળા ગુંચવણીઆ સવાલોની પરંપરા આગળ તો તેની મતિ જ મુંઝાઇ ગઇ.

પણ મુંગા રહેવું એ પોલિસની દ્દષ્ટિએ બીજો ગુન્હો !

આથી મોંઘી ઉપરનું દબાણ વધ્યું. આસપાસ પોતાનું

કહે તેવું કોઇ નહીં એ દશામાં, અસહાય મોંઘી ગુંચવાઇને ઢુઠવો મૂકીને રડી પડી.

'હાય હાયરે! અમારી ઉપર ભગવાન રૂઠયો કે શું? અરેરે, હવે મારૂં શું થશે?' એમ કકળતી પોલીસ અમલદારો ને ખૂબ ખૂબ કરગરતી રડતી જાય, અને નશીબને તેમજ ઇશ્વરને દોષ દેતી જાય!

મોંઘીનો ઉન્માદ જતો રહ્યો. અને 'દેવાનું શું થયું હશે?' મારૂં શું થશે?' એ જ વિચારોથી તેનું માથું ભરાઇ ગયું.



# ૧૬

દેવો આડાઅવળા રસ્તે જતાં જતાં સાંઝે એક નાનકડા ગામમાં જઇ પહોંચ્યો, ત્યારે થાક અને ભૂખથી તે લોથપોથ થઇ ગયો હતો. ક્યાં જવું, શું કરવું કે શું ખાવું એનો એણે કશોજ વિચાર કર્યો નહોતો. સુકાન વિનાના ભરદરીયે ઝોલા ખાતા વહાણના જેવી એની દશા હતી.

ગામની ભાગોળમાંજ એક નાનકડું મંદિર હતું. થાક્યો પાક્યો દેવો સંધ્યા આથમી ગયા પછી કંઇક ડરતો, ગભરાતો ત્યાં આવ્યો, ત્યારે આસપાસ સુનસામ હતું.

પોલિસના ડરના લીધે તેણે આંખો મીંચીને આડે રસ્તે ચાલ્યાજ કર્યું હતું. રખેને આ ઝાડની પાછળથી પોલિસ આવે કે પેલી ટેકરીની ઓથેથી વચ્ચે આવીને ઉભો રહે, એ ભયથી તે ગભરાતો હતો. મોંઘીની ચિંતા તો એના હૃદયને કોરી જ રહી હતી, એટલે પવનથી પાંદડું ખખડે તો પણ શિકારીના

પંજામાંથી છટકી નાઠેલ હરણની માફક ચારે તરફ સફાળી દ્રષ્ટિએ જોતો તે દોડતો હતો.

સત્ય સામે અસત્ય જાળ ફેલાવે તેમ રાત્રિનો અંધકાર ધીરે ધીરે જગત ઉપર ફેલાતો જતો હતો. સીમમાંથી પશુ-ઓનાં ધણ અને ખેડૂતોનાં ટોળાં પાછાં વળી ગયાં હતાં, પંખીઓ માળાઓમાં આવી આવીને લપાતાં હતાં, નિર્ધન માણસોને પોતાની જાળમાં સપડાવવા મથતા મુડીવાદીઓની માફક બાજ, ઘુવડ, ચીબરી જેવાં પક્ષીઓ વનમંડળમાં આમથી તેમ ભેદી સુસવાટા લેતાં નાના નાનાં પંખીઓને પોતાની વિક્રાળ ચાંચમાં સપડાવી રહ્યાં હતાં.

એ વખતે સંપૂર્ણ સલામતી માનીને દેવો ગામમાં પેઠો, અને સહુથી પહેલા જ આવતા મંદિરના ઓટલા આગળ તે થાકનો માર્યો વિશ્રાંતિ લેવા બેઠો.

પણ ભૂખને લીધે એનું માથું ફરતું હતું, આંખે અંધારાં આવતાં હતાં, તરસથી ગળું સુકાતું હતું.

મંદિર છે જાણીને દેવાને કંઇક આશ્વાસન મળ્યું.

જ્યારે પણ તે મંદિરમાં જતો ત્યારે આસ્થાથી ભગવાનની મૂર્તિનાં દર્શન કરીને પૂણ્ય મેળવવાની ભાવનાથી, અને તેમ કરીને સ્વર્ગના માર્ગ સરળ બનાવવાની વૃત્તિથી પ્રેરાઇનેજ.

પરંતુ આજે તે મંદિરના પ્રવેશદ્વાર સમીપ ઉભો રહ્યો ત્યારે તેના પગ થાક તેમ જ ભૂખથી લથડતા હતા, તેના હૈયામાં અનેક જાતની ભયની લાગણીઓની અથડામણો થઇ રહી હતી.



દેવો મંદિરમાં પેઠો ડરતો ગભરાતો. પોતાના ગામથી

જૂદી જ દિશાએ પરરાજ્યની હદમાં અજાણ્યા ગામમાં આવ્યો હતો. એનું ભાન હોવા છતાં તે પડછાયાથી પણ ગભરાતો હતો.

જેમ તેમ કરતાં તે મંદિરમાં પેઠો. આંગણામાં દાખલ થયો. બારણા આગળ જ છુટી જગા હતી, તેની જમણી તરફ નાનકડું મંદિર અને સામા બાજુએ એક અડાળીવાળું મકાન હતું. અડાળીની નીચે સામી બાજુએ જ ઉંચા લાંબા ઓટલા ઉપર મૃગચર્મ અને ચીપીયો પડયાં હતાં. તેની બરાબર સામે વચ્ચોવચ્ચ તાપણી હતી, તેમાં બે લાકડાં ટમટમ સળગી રહ્યા હતાં. આસપાસ રાખના ઢગલા, સળગી ચૂકેલા ગડાકુ અને ગાંજાની બળી ગયેલી ચલમોમાંથી નીકળેલી કાળી કાળી ભૂકીઓની ઢગલીઓ અને બે ચાર નાની મોટી ચલમો પડી હતી સળગતાં લાકડાંના ઝાંખા પ્રકાશમાં બાવાજીનું ખાલી પડેલું આસન માત્ર જણાતું હતું. કોઇ માણસ ત્યાં હતું નહીં.

દેવાએ એ તરફ દ્રષ્ટિ નાંખી, અને દર્શન માટે મંદિર તરફ ગયો.

ગર્ભદ્વારની અંદર ઘીનો એક ઝાંખો દીવો મંદ પ્રકાશ પાડતો હતો. મંદિરમાં રામ, લક્ષ્મણ અને જાનકીજીની ત્રણ નાનકડી મૂર્તિઓ હતી.

દેવો તે દ્વાર આગળ ગયો. પાઘડી ઉતારીને એણે માથું નમાવ્યું. મનમાં ને મનમાં તેણે અનેક પ્રાર્થનાઓ કરી મોંઘીની સંભાળ રાખવાની, પોતાને પોલિસના હાથમાંથી બચાવવાની પણ એણે એ ત્રિમૂર્તિ આગળ માગણી કરી; અને મંદિરની પરિક્રમા કરવા તે આમ તેમ ફરવા લાગ્યો.

શ્રધ્ધાથી તે થોડાંક ડગલાં ગયો, ત્યાં તો અડાળીની એક તરફ ખૂણામાં કંઇક ખડખડાટ થતો સંભળાયો.

દેવાનું લક્ષ્ય સામાન્ય રીતે જ તે તરફ ગયું.

તે નજર ફેરવે એટલામાં તો તેના કાને અવાજ અથડાયો.

'બાવાજી ! બાવાજી !......'

અવાજ કોઇ સ્ત્રીનો હતો. એ અવાજમાં ગભરામણ અને બીક બન્ને જણાતા હતાં.

'ચુપ ! '

પુરૂષનો કર્કશ સ્વર સંભળાયો.

'મને તમે આમ ફસાવવા...'

અવાજ જાણે ગુંગળાતો હોય તેમ લાગ્યું.

'બડી સતી છે તે મેં જાનતા હું. અબ સીધી સીધી માની જાતી હે કે...! ' એટલામાં ચીસ પાડતી એક સ્ત્રી અંદરની ઓરડીમાંથી અડાળીમાં દોડતી આવતી જણાઇ.

એનાં કપડાંનું ઠેકાણું નહોતું. વાળ વિખરાઇ ગયા હતા. સાડી અડધી જમીન ઉપર ઘસડાતી હતી. બેબાકળી એ ચીસ નાખતી ગભરાતી બહાર નીકળી.

પણ તે વધુ આગળ જાય ત્યાં તો તેની વાંસે દોડતો બાવો આવી પહોંચ્યો, અને પોતાના મજબૂત પંજાથી તેના

ખભાને જોરથી પકડવાનો પ્રયત્ન કર્યો.

એના આઘાતથી પેલી સ્ત્રી જમીન ઉપર પટકાઇ પડી.



દેવાએ એ દ્રશ્ય બરાબર જોયું જોતાં જ એના મનમાં કુતુહલ વૃત્તિ ઉત્પન્ન થઈ.

સાધુના શરીર ઉપર માત્ર ભસ્મ સિવાય બીજું કશું ન્હોતું, માથા ઉપર મોટી લાંબી જટાનું જુથ પાઘડીના આકારે બાંધેલું, કપાળમાં છેક નાકની દાંડીથી માથાના વાળને પહોંચે તેવું લાંબુ–પહોળું, ધોળું–રાતું તિલક ગળામાં તુળસીના જાડા લાકડાનો મોટો કકડો અને કાનમાં તુળસીના બે ઝીણા કકડા લાંબા દોરાથી બાંધેલા લટકતા હતા. જાડી રસીનો કકડો તેની કમરની આસપાસ વીંટાળેલો હતો, અને તેની સામે બાંધેલા કપડાની પટીનો લંગોટ એજ વસ્ત્ર માત્ર એના શરીર ઉપર હતું.

દેવો એટલું જાણતો હતો. કે આવા ખાખી બાવાઓ ગૃહસ્થાશ્રમી હોતા નથી, એટલે જે સ્ત્રીને તે સતાવી રહ્યો છે તે એની સ્ત્રી ન જ હોય.

એ પોતાનું કષ્ટ ભૂલી ગયો, ક્ષણભર એની ભૂખ ને તરસ ઉડી ગયાં પોલિસનો ભય એના મગજમાંથી નાશી ગયો.

એની આંખ આગળ મોંઘીનું જ કલ્પનાચિત્ર ખડું થયું. અને તેની સાથે બાવાના હાથે આઘાત ખમીને પછડાઈ પડેલી સ્ત્રીની તરફ એના હૃદયમાં સમભાવ ઉત્પન્ન થયો.

છતાં કોઇપણ જાતનું સાહસ કરવા પહેલાં તે શું બને છે એ જોવા ઉભો રહ્યો.

મંદિરની દિવાલની ઓથે, અંધારામાં એને કોઇ જોઇ શકે તેમ નહોતું, પરંતુ અડાળીમાં બનતો બનાવ તે જોઇ શકતો હતો ચકલી પર શિકાર માટે બાજ તલપે તેમ પેલી પટકાયલી સ્ત્રી ઉપર એ બાવો તલપ્યો અને ભય તેમજ ક્રોધથી થરથરતી પેલી બાઇ ફરીથી ઉભી થવા જાય તેટલામાં તો બાવાએ તેની ઉપર બીજો હુમલો કર્યો.

‘રોયા, લંગોટીયા, બાવો થઇને મારા જેવી ગરીબ બાઇને ફસાવે...’

ત્યાં તો બોલનારીના મોંઢા ઉપર સજ્જડ હાથ પડયો.

બોલનારીનો સ્વર રૂંધાયો, છતાં તેના પંજામાંથી છૂટવાના પ્રયત્ન તે કરી જ રહી હતી.

એ દ્રશ્ય જોઇને, તેમજ બાઇનાં છેલ્લાં વચનો સાંભળીને દેવાની ખાત્રી થઇ કે, બાવો બદમાસ છે અને તેણે કોઇ નિર્દોષ બાઇને ફસાવીને પોતાની વિષયવાસનાનો ભોગ બનાવવાની બાજી ગોઠવી છે.

અને એની એ કલ્પના સાચી છે તેમ માનવાને દેવાને વધુ વાર થોભવું પણ ન પડયું.

તરફડીયાં મારતી બાઇને, પોતાના મજબૂત ભુજબંધથી જકડાતા સાધુએ એક બે વિપલમાં જ તેને મહાત કરી દીધી.

એ જોતાંજ દેવાનું આખુ શરીર ક્રોધથી સળગી ઊઠયું,

તેની નસેનસ ગરમ બની ગઇ. એની જાગૃત થયેલી મર્દાઇ સમસમી ઊઠી;

'ખબરદાર સાળા જોગટા ! ' સિંહના જેવી ત્રાડ નાખતો દેવો ઓટલા ઉપરથી કુદી પડયો, અને હવામાં ડાંગ ઉછાળતાં એકદમ પેલા સાધુની તરફ ધસ્યો.

એકાએક આ અકસ્માત જોતાંજ બાવો ચમકી ગયો, અને પોતાની તરફ આવતા દેવા સામે જોતો ઉભો રહી ગયો.



૧૭

ભૂખ્યો સિંહ શિકાર ઉપર તરાપ મારે તેમ દેવાએ બાવાની ઉપર તરાપ મારીને તેને ગરદનમાંથી પકડી, બિલાડી મોંઢામાં આવેલા ઉંદરડાને હચમચાવી મૂકે તેમ એ મજબૂત બાવાના આખા શરીરને હચમચાવી મૂકયું.

બાવો એકાદ ક્ષણ તો આશ્ચર્ય અને ભયથી બેફામ બનીને સ્થિર જ થઇ ગયો.

તે તકનો લાભ લઇને પેલી બાઇ સફાળી બેઠી થઇ ગઇ, અને દેવાની પાછળ જઇને જરા દૂર ઉભી રહી.

વાઘના મોંઢામાંથી છૂટેલા શિકાર જેવી તેની દશા હતી. ભયથી અને શીયળ લુંટાવાની ધાસ્તીથી તે એટલી બધી વ્યાકુળ બની ગઈ હતી કે દેવાનું આગમન અને તેની મુક્તિ સત્ય બનાવ છે એ પણ એકાએક તો તે સમજી શકી નહીં.

જાણે એકાદ રોમાંચકારી કથા તે સાંભળી રહી હોય અને દુષ્ટ રાક્ષસના પંજામાં ફસેલી કો દેવબાલિકાને, એકાદ દેવબાલ ગગન મંડળમાંથી ઉતરી આવીને બચાવે, અને રાક્ષસના હાથમાંથી છુટેલી બાલિકા ત્યાંથી છટકીને ધ્રૂજતી પેલા દેવાનો આશરો શોધતી ઉભી રહે, એ દ્રશ્ય પોતે જોતી હોય તેવી લાગણી એને થઈ રહી હતી.

સાધુ, બાવળના જાડા થડીઆ જેવો કાળો, મજબૂત, બાંધી દડીનો, આધેડ વયનો હતો આખા શરીરે ભસ્મ ચોળેલી એથી એનું કાળું શરીર આછું વાદળી રંગ જેવું જણાતું હતું, તેમાંથી ભાંગ–ગાંજાના નિશાથી નિરંતર ચકચુર રહેતી લાલચોળ આંખોના ડોળા ધીકતા અંગારા જેવા તગતગતા હતા, એથી એનો દેખાવ વિકરાળ તેમજ વિચિત્ર લાગતો હતો.

તોપણ પાપવાસનાથી ઘેરાઇને પાપકર્મ કરવા પ્રવૃત થતી વખતે દેવો એને જોઇ ગયો, એથી એના મજબૂત શરીરમાંનો ભીરૂ આત્મા ધ્રુજી રહ્યો હતો.

છતાં એ કંપ ઉપર તેણે થોડાજ વખતમાં કાબુ મેળવ્યો અને ખંધાઇથી દેવાની સામે થઇ જવાની તૈયારીના જુસ્સાથી માથું હચમચાવીને છૂટા થઇ તેની સામે ઉભા રહેતાં તેણે ગુસ્સાનો આડંબર કરતાં બરાડો પાડ્યો.

'ખબરદાર ! તું કોણ છે ?'

'તારો કાળ !'

દેવાએ પણ એટલાજ જુસ્સાથી તેને પડકાર કર્યો.

'અહીં શું કામ આવ્યો છે ?'

જાણે દેવાની વાત સાંભળી ન હોય તેમ બાવાએ પોતાની પ્રશ્નમાલા ચાલુ રાખી.

'તારાં પાપકર્મને પ્રકાશમાં લાવવા.' દેવાએ વધુ જુસ્સાથી જવાબ આપ્યો.

'ચલબે, અહીંથી એકદમ ચાલ્યો જા નહીં તો નકામો ફસી પડીશ.'

'બદમાસ, સાધુડા તારી એ ધમકીથી ડરે તે બીજા.'

'તું ચોર છે...'

'તું શયતાન છે, સાધુના ઢોંગ નીચે પાપની જાળ બિછાવનાર રાક્ષસ છે.'

'ચુપ કર, નહીં તો...'

'બસ્સ કર, જો એક શબ્દ પણ વધુ બોલ્યો છે તો મારી આ મજબૂત ડાંગ, તારા માથા ઉપર પડીને એના ચુરા કરી નાખશે.'

એ શબ્દો બોલતી વખતે દેવાનો જે દેખાવ થયો તે જોઇને સાધુ કંપી ગયો.

દેવાની પાછળ ઉભેલી બાઇ પણ ધ્રૂજી ઊઠી. એ બિચારી એમ માનતી હતી કે આ મજબૂત બાવો જો મારી મદદે આવનારને મારી હઠાવશે તો મારૂં શું થશે ?

એટલે તેણે બારણાં તરફ ચાલવા માંડયું.

સાધુના દિલમાં હાથમાં આવેલા શિકારને એમનો એમ ચાલી જતો જોઇને ક્રોધ અને નિરાશાની હોળીઓ સળગવા લાગી, પણ વચ્ચે દેવાને ખડકની જેમ અડગ ઉભેલો જોવાથી નિરાધારની માફક તે ઉભો રહ્યો.

દેવા ઉપર એને પારાવાર ક્રોધ ચડયો પણ, એની છેલ્લી ધમકી વખતે દેવાની આંખમાં જે ચમકારો તેણે જોયો તેથી તે બિચારો ગભરાઇ જ ગયો.

'ઉભાં રહો બહેન હું તમને ઘર સુધી મૂકવા આવું છું.'

દેવાએ બારણા તરફ જતી પેલી બાઇને કહયું. અને સાધુ તરફ ફરીને તે બોલ્યોઃ

'યાદ રાખજે સાધુડા અત્યારે તો હું તને જવા દઉં છું, પરંતુ તારા આવાં કર્મ ચાલુ રાખીશ તો તને જીવતો નહીં છોડું જીવતો!'

દેવો ત્યાંથી નીકળ્યો. ત્યારે સાધુ તેની પાછળ દાંત કચ-કચાવતો કયાંય સુધી જોઇ રહ્યો.

'બહેન તમે કયાં રહો છો?'

દેવાએ ઉતાવળે પગલે પેલી બાઇ પાસે આવી પહોંચતાં પૂછ્યું,

'ભાઇ, હું અહીંની રહેવાસી છું.'

'આ ગામનું નામ શું?'

'દેવપરૂં.'

એટલું કહીને પેલી બાઇએ દેવાની સામે જોયું. એને ઓળખવાનો પ્રયાસ કરતી હતી.

'ભાઈ, તમે અહીંના નથી?' તે બાઇએ પૂછ્યું.

'ના બહેન.'

'ત્યારે તમે ક્યાંથી આવો છો?'

'હું તો મુસાફર છું. થાકયો પાકયો મંદિરમાં વિશ્રાંતિ લેવા આવ્યો, ત્યાં તો આ પ્રસંગે જોયો, એટલે મને એકદમ ગુસ્સો ચડયો અને તમારી મદદે દોડી આવ્યો.'

'ભગવાન તમારૂં ભલું કરજો ભાઇ,' આભારની લગણી સાથે તેણે કહ્યું. 'જો તમે એક ઘડી મોડા આવ્યા હોત તો...'

'બહેન તમારાં જેવાંઓએ આવે વખતે આટલે ગામથી દૂર આવા એકાંત મંદિરમાં આવવું ન જોઇએ.'

'ભાઇ, મારા નશીબનો વાંક...'

એટલું બોલતામાં તો અત્યાર સુધી મહામુશીબતે સાચવી રાખેલો એનો આત્મસંયમ તૂટી પડયો, અને તેનાથી એકદમ રડી દેવાયું.

એની એ દશા જોઇને દેવાને તેની દયા આવી.

'બ્હેન !' તેણે એને આશ્વાસન આપવા માંડયું. 'આમ રસ્તા વચ્ચે રડો નહીં.'

'ભાઇ...'

એનાથી ઠૂઠવો મુકાઇ દેવાયો.

'બ્હેન, બ્હેન ! તમે છાનાં રહો, રસ્તામાં આમ કરવું ઠીક નહીં. ચાલો હું તમને તમારે ઘેર પહોંચાડી દઉં, પછી તમે જે કહેવું હોય તે કહેજો.'

'ભાઈ, લોકોમાં હું શું મોઢું દેખાડીશ ?'



ગામમાં તેઓ આવ્યાં ત્યારે દેવપરાનાં લોકો પોતપોતાનાં કામમાં ગુંથાયાં હતાં.

ઠામ ઠામ કુતરાંના ભસવાના અવાજ સંભળાતા હતા, ગામડાના ધૂળ અને છાણવાળા ખડબચડા રસ્તાઓ ઉપર અંધારામાં ચાલતાં અપરિચિત દેવો ઠોકર ખાતો અને સહેજ ખળભળાટ થતો, અર્ધાં ભૂખ્યાં ખસ અને રોગોથી પીડાતાં કુતરાં કોલાહલ કરતાં હતાં.

દેવો પેલી બાઇ સાથે ગામમાં થોડે સુધી આવ્યો એટલે તેણે કહ્યું:

'બહેન, હવે તમે જઇ શકશો ?'

'કેમ ?'

'કેમકે, હું હવે ગમે ત્યાં રાતવાસો ગાળવા માટે સ્થાન શોધી લઇશ.'

'એમ તે બને ભાઇ. હવે તો તમે મારા ધર્મના ભાઇ થયા છો. આટલી રાતે હવે તમને અહીંથી જવા નહિ દઉં.'

'બહેન, મેં બદલો લેવા માટે કશું કર્યું નથી.'

'અને હું બદલો વાળવા માટે આગ્રહ કરતી પણ નથી. પણ છેક ગામને પાદર આવીને, અજાણ્યા ગામમાં આટલી રાતે તમે પાછા જાઓ એ ચાલે ? મંદિરમાં તો હવે તમને સ્થાન મળે તેમ નથી, તો પછી બીજે ક્યાં જવાના ?'

દેવો એ આગ્રહ આગળ નમી પડ્યો.

પરશાળમાં ઉભો રાખેલો ખાટલો ઢાળી આપીને પેલી બાઇએ બારણું ઉઘાડયું અને ઘરમાં જઇને દીવો પ્રકટાવી, એક ગોદડી લાવીને ખાટલા ઉપર પાથરી આપી, ઠંડા પાણીનો લોટો લાવીને દેવાને આપ્યો.

દેવાએ હાથ, મોઢું ધોઇને પાણી પીને બીજા કોઇને ન જોતાં પૂછયું: 'કેમ બહેન, તમો ઘરમાં એકલાં છો ?'

'હા ભાઇ, અને તેને લીધે તો મારી આ દશા થઇ...

તે ફરીથી ગદગદ થઇ ગઇ.

'બહેન, તમે વારંવાર એમ ન કરો.' દેવાએ તેને આશ્વાસન આપવાનો પ્રયત્ન કર્યો. એને પૂછયું: 'તમારૂં નામ શું બહેન ?'

'ગોદાવરી.'

'ગોદાવરી બહેન, તમને આમ દુ:ખી ગતાં જોઇને મને દુ:ખ થાય છે.'

'ભાઇ મને એ સાધુડાએ ફસા...' ગોદાવરીએ આંખો લૂછતાં લુછતાં કહ્યું.

બ્હેન આ સંસાર એવો જ છે.'

'પણ મારો સંસાર તો સળગી ઊઠયો છે ભાઇ !'

દેવો ગોદાવરીના એ શબ્દો સાંભળી કરૂણ ભાવે તેની તરફ જોઇ રહ્યો.



ગોદાવરીએ એ શબ્દો ઉચ્ચારતી વખતે ગાઢ નિશ્વાસ મૂકયો તેથી તેમજ તે વખતે એના મુખમંડળ ઉપર જે નિરાધારીના ભાવ તરવરી રહ્યા તે જોઇને, દેવાને પારાવાર દુઃખ થયું. ગોદાવરીની ઉપર કોઇક ભયંકર આફત આની પડેલી હોવી જોઇએ એમ એને લાગ્યું,

'બહેન, તમારી ઉપર એવું શું દુઃખ આવી પડયું છે ?'

દેવાએ તેને આશ્વાસન આપવાનો પ્રયત્ન કર્યો.

'ભાઇ એક સ્ત્રી માટે જે દુઃખ મહાનમાં મહાન છે એ મારે માથે તૂટી પડયું છે.'

ક્ષણભર તે દેવાની સામે કરૂણ દ્રષ્ટિએ જોઇ રહી.

અને પછી તે બોલી.

'મારા પતિએ મારો ત્યાગ કર્યો છે."

ગોદાવરીની આંખમાં એ શબ્દો બોલતાં આંસુ તરવરવા લાગ્યાં.

'તમારા પતિ કયાં છે ?'

'અહીં જ.'

'અને છતાં તેણે તમને છોડી દીધાં છે ?'

'હા.'

'શું કામ ?'

'એની જ મને સમજણ પડતી નથી.'

'એ તો નવાઇની વાત.'

'ભાઇ, આ જગત એવી નવાઇઓથી જ ભરેલું છે.'

'ખરૂં છે, પણ તમારા જેવાં બાઇનો ત્યાગ કરનાર માણસ કે...'

'કૃપા કરીને તમે એમને વિષે એક આંકડો પણ બોલશો નહીં.'

'તમને તો એણે કાઢી મૂકયાં છે ને?'

'હા, તેથી શું થયું?'

'તમે આટલું કષ્ટ વેઠો છો, અને તેથી શું થયું?'

'કષ્ટ વેઠું છું તે તો મારા નશીબના દોષે; ગયા ભવમાં મેં એવાં કંઇ પાપ કર્યાં હશે, બાકી તો ભાઇ એ તો નર્યા દેવ જેવા છે ...'

ગોદાવરીના શબ્દો અટકી ગયા. એનું ગળું ભરાઇ આવ્યું. શબ્દો તેમાંથી નીકળી શકતા નહોતા. શબ્દોનું કામ એના નિશ્વાસે અને આંસુઓએ કર્યું.

'બ્હેન, દુનિયામાં કોઇ સુખી નથી. ચાલો ત્યારે હવે હું રજા લઇશ.'

દેવો ઊઠવા લાગ્યો. એના દિલને રંજ થયો, અને આવી એકલી દુ:ખી બાઇ સાથે રાત વાસો રહેવાનું તેને ઠીક ન લાગ્યું.

'વળી પાછી તમે હઠ કરી?'

'મને અહીં રહેવાનું ઠીક નથી લાગતું.'

દેવાએ દિલની વાત મોઢે કહી સંભળાવી.

'કેમ? તમને મારે માટે કંઇ વહેમ આવે છે?'

'નારે ના. એ શું બોલ્યાં બહેન?'

'ત્યારે?'

'તમે એકલાં, દુઃખી તમને કયાં હેરાન કરૂં?'

'ભાઇ, એમ માનવાનું કારણ નથી. હું ભલે એકલી ને દુઃખી રહી, છતાં મારા જીવનને બચાવનાર પુરૂષની મહેમાની કરવાથી તો હું હેરાન થઉં તેમ નથી.'

'એ તમારી સુજનતા.'

દેવો પાછો બેઠો. હવે તેનાથી વધુ રકઝક કરી શકાઇ નહિં.



ગોદાવરીએ ઝટઝટ બે રોટલા કરી નાખ્યા, અને દેવાને જમવા ઉઠાડયો.

આખા દિવસનો ભૂખ્યો, થાકયો દેવો ઊઠયો.

ગોદાવરીએ તેની આગળ ભાણું મૂકતાં મૂકતાં સંકોચ સાથે કહ્યું.

'ભાઇ, ગામડામાં અત્યારે શાક-પાંદડું તો કયાંથી મળે?'

'બ્હેન, હુંયે ગામડાનો ગરીબ ખેડૂત જ છું. મને શાક પાંદડાની ટેવે નથી. તમે આટલું બધું ઘી, ગોળ અને મરચાં મૂકયાં છે, તેથી વધુ શું જોઇએ? મારા જેવા માણસને આથી

વિશેષ કદિ મળ્યું નથી ને મળવાની આશાયે નથી.'

દેવો જમવા લાગ્યો. પણ એના અંતરમાંથી ગોદાવરીની વાત જાણવાનો ખટકો મટયો નહોતો.

'બ્હેન !'–

છેવટે એનાથી બોલ્યા વિના રહેવાયું નહીં.

'કેમ ભાઇ?'

'તમને મારો વિશ્વાસ બેસે છે?'

'એ શું બોલ્યા ભાઇ? અજાણ્યા હોવા છતાં તમે મારે માટે કેટલું બધું જોખમ ખેડયું, અને છતાં એમ કેમ પૂછો છો?'

'હું દુ:ખી માણસ છું. તેથી મને તમારૂં દુ:ખ જોઇને બહુ લાગે છે, તમારી આવી દશા શા કારણે થઇ. મારાથી તમને કંઇ મદદ થઇ શકે તો...'

'ભાઇ! તમારો ઉપકાર. પણ મારા જેવી દુ.ખિણીને કોઇ મદદ કરી શકે તેમ નથી.'

'તો પણ એક ધર્મની બહેનના દુ:ખની વાત કોઇક દિવસ યાદ કરીને બે આંસુ ટપકાવીને ય સંતોષ માનીશ, ત્હોયે શું?'

'બાપુ, મારી વિતક વારતા લાંબી છે.'

એમ કહીને ગોદાવરીએ પોતાની કષ્ટકથા દેવાને સંભળાવવા માંડી.

'મારા પિતા ધનવાન અને ખાનદાન છે. અમારી ન્યાતમાં મારા સાસરીયાનું કુટુંબ પણ ખાનદાન ગણાય છે. એટલે

મારા પિતાએ મને બહુ જ ખર્ચ કરીને પરણાવી. કુદરતે મને કંઇક રૂપ આપ્યું છે, બાપે સારી પહેરામણી આપી, એટલે આવી ત્યારથી જ મારી ઉપર એમની સારી મરજી હતી.

'પરંતુ કોણ જાણે કેમ તે મને જોઇને મારી નણંદને પહેલેથી જ મારી તરફ ઇર્ષ્યાની લાગણી ઉત્પન્ન થઇ.

'દિકરીનો પક્ષ માતાએ લીધો અને બંને જણાં મારી વિરૂદ્ધ થયાં.

'મારી નણંદનો સ્વભાવ લડાયક છે, એટલે એને સાસરામાં જોઇએ તેવું સુખ નથી; પણ હું એમના ભાઇની સાથે પરણીને આવી અને એમના ભાઇ મારી તરફ સારો સ્નેહ રાખવા માંડ્યા, એથી એને મારી તરફ અદેખાઇ ઉત્પન્ન થઇ.

'મારી માતાએ સાસરામાં કેમ સમાસ કરવો તે મને બરાબર શીખવેલું હોવાથી નણંદને તેમજ સાસુને ખુશી રાખવા હું હંમેશાં પ્રયત્ન કરતી. મારાં પિયરનાં કપડાંમાંથી એમને પસંદ આવે તે આપતાં પણ મને દુઃખ થતું નહીં.

'પછી તો હું પિયર ગઇ, અને એમણે બન્ને જણાંઓએ મારી વિરૂદ્ધમાં મારા પતિના કાન ભંભેરવા માંડ્યાં.'

'હા.'

'તેમણે મારી ચાલચલગત તરફ એમના દિલમાં વહેમ ઉત્પન્ન કરવાનો પ્રયાસ કર્યો. હું રૂપાળી છું, અને મારા રૂપનું અભિમાન છે, હું એમને અંતરથી ચહાતી નથી, પિયરમાં હતી તે વખતથી હું સારી ચાલની નહોતી, એવી એવી કંઇ કંઇ વાતો એમણે કરી.

'એમણે એ વાતો પહેલાં તો ન માની, પણ મારા નશીબના વાંકે પાછળથી એમણે એ વાતો સાચી માની. રોજ ને રોજ એકની એક વાતો માણસના કાને પડે, તેની ય અસર તો થાય જ ને?

'પછી તો મને સાસરે જ તેડી ન લાવવી એવો ઠરાવ થયો અને મારાં સાસુએ બીજે ઠેકાણે એમનું સગપણ કરવાની વાતો કરવા માંડી.

'મારા માતાપિતાને કાને એ વાત પડી, તેમણે તપાસ કરી, મારાં સાસુએ તેમ જ એમને સમજાવવા માંડયાં, પણ કોઇએ માન્યું નહીં.

'ન્યાતમાં મારી આબરૂ ધુળધાણી થઇ ગઇ. એમણે બીજે લગ્ન કર્યાં. તેવું તો કુળવાનોમાં બનતું આવ્યું છે. પણ મારે માથે જે આળ ચડાવ્યું તે તો મારે માટે તેમજ મારાં માબાપને માટે જીવતે મરવા જેવું છે.'

નિશ્વાસ નાખીને વળી તેણે કહ્યું:

'મારા પિતાએ જ્ઞાતિ એકઠી કરી, પણ ન્યાતે ન્યાય ન આપ્યો. માત્ર મને ભરણપોષણ અપાવવાનો ઠરાવ કર્યો. હું અહીં એથી એકલી રહું છું. પણ એમને સમજાવવાની આશા મેં હજુ છોડી નથી. એટલે આજે તમે જોયું તે બાવાના હાથમાં હું ફસી પડી.'

'એ શી રીતે બન્યું?'

'મને એક બાઇએ કહ્યું કે એ બાવો એવી શક્તિવાળો છે

કે, કોઇ પણ સ્ત્રીને એનો વર છોડી ગયો હોય, તો તે પોતાના મંત્રબળથી એવો બનાવી દે છે કે, સ્ત્રીની જ આંખે તે જોતો થઇ જાય.

'પણ મને હવે સમજાયું કે દુનિયા ભરૂસો કરવા લાયક નથી. મને સાધુની ભલામણ કરનારી ભલી જેવી જણાતી સ્ત્રી એ સાધુડાની સાધેલી હોય, અને બહારથી બગભગત જેવો લાગતો એ સાધુડો નિર્દોષ સ્ત્રીઓને આમ ફસાવતો હોય તેવો કંઇક તાગડો જ છે. પણ ભાઇ હું તો સારૂં કરવા ગઇ ને આવું થયું...'

એ વાત ચાલતી હતી એટલામાં બહાર કેટલાંક માણસોની બોલાબોલી થતી સંભળાઇ.

ગોદાવરી તે જોવા બહાર નીકળી; તો પેલા બાવાને, ગામના મુખી અને બીજા માણસો સાથે એના જ ઘર આગળ આવતાં જોઇને તે બિચારી ગભરાઇ ગઇ.



## ૧૮

'આજ મકાન.'

'એમ કે?'

'હા.'

'તો પછી ત્યાંજ તપાસ કરો.

અંદર અંદર વાત કરતાં બાવો, મુખી અને એકાદ બે બીજા માણસો ગોદાવરીના મકાન આગળ આવી પહોંચ્યા.

'ગોદાવરી?'

માંડવીમાંથી જ મુખીએ બૂમ મારી.

'કેમ?'

અંદરથી અવાજ આવ્યો.

'જરા બહાર આવોને.'

મુખીએ ધીરેથી કહ્યું.

ગોદાવરી બહાર આવી.

દેવો હજી જમતો હતો.

ગોદાવરીએ ટોળા ઉપર નજર નાખી એમાં મુખી અને બાવા ઉપરાંત એના સાસરાના પક્ષનો પણ એક માણસ હતો.

'તારે ત્યાં આજે કોઇ આવ્યું છે?'

જરાક દમામથીજ એના સાસરીઆવાળાએ પૂછ્યું.

'હા.'

'કોણ છે?' મુખીએ કહ્યું.

'મારો ધર્મનો ભાઇ.'

'જોયું?'

સાધુએ ધીરેથી ગોદાવરીના સાસરીયાને એ શબ્દો કહેતાં, બદમાસીથી ડાબી આંખના પાછલા ખુણાને સંકુચિત કરતાં વિચિત્ર ઇશારત કરી.

પણ ગોદાવરી મામલો માપી ગઇ હતી એટલે એણે અડગ રહેવાનો નિશ્ચય કર્યો.

'ધર્મનો ભાઇ?'

પેલાએ ધમકીભર્યો અવાજ કાઢ્યો.

'હા, મારો એ ધર્મનો ભાઈ છે."

'મેં તમને નહોતું કહ્યું?'

લુચ્ચો બાવો પેલાને ઉશ્કેરવા કંઇક મોટેથી બોલ્યો.

'ગોદાવરી, ગોદાવરી તું શું કહે છે...?'

'હું ખરૂંજ કહું છું.'

ગોદાવરી કાંઇક ગુસ્સાથી જ વચ્ચે બોલી ઉઠી.

અને પછી પેલા બાવા તરફ ફરીને તેણે બૂમ મારી.

'લુચ્ચા, બદમાસ જોગટા, નીકળ અહીંથી."

એક વિપલ તો બધાં અજબ જ થઇ ગયાં. દેવપરામાં એ સાધુનું બહુ માન હતું. આબાલવૃધ્ધ સહુ એની તરફ સન્માનની નજરે જોતું, ઘણા લોકો એને પવિત્ર માનતા, કેટલાક તેને ચમત્કારિક પણ માનતા અને બધા તેને ભગવાનનો પરમ ભક્ત માનતા.

ગોદાવરીના એ શબ્દો સાંભળીને ક્ષણભર બાવો પણ ગભરાયો. એના પાપી હૈયામાં ભયનો સંચાર થયો, આ બાઇ ગભરાય તેવી નથી એમ માનીને, તેનું પાપી દિલ કંપી ગયું.

'તું આ શું બોલે છે ગોદાવરી?'

મુખી એકાએક સાધુની વહારે ચડયો.

'બાવાજી માટે તું કેવાં વચનો કાઢે છે?'

એના સગાએ તાડુકો કર્યો.

એમાંથી જ બાવાને પોતાનો બચાવ કરવાની તક સાંપડી.

'મેં આગળથી કહ્યું જ હતું ને કે હું આવીશ તો મારી સામે એ ગુસ્સે થશે.'

જાણે ગોદાવરીના શબ્દોથી એને કશું જ લાગ્યું ન હોય તેમ ગંભીરતા સાચવી રાખીને તેણે ઉશ્કેરણી કરી.

'ખરૂં છે, ખરૂં છે, અમારા કુટુંબનું એ રાં...'

'ખબરદાર એક અક્ષર પણ આગળ બોલ્યા છો તો.'

ગોદાવરી વચ્ચે બોલી ઊઠી.

એ વખતે એનો રણચંડી જેવો દેખાવ જોઇને એનો સાસરીયો પણ ગભરાઇ ગયો.

એણે કદી ગોદાવરીને એવી ગુસ્સે થયેલી જોઇ નહોતી.

'ગોદાવરી બ્હેન, તમારા એ મહેમાનને મારે જોવો પડશે.'

મુખીએ કંઇક સત્તાના દમામથી કહ્યું.

એ વખતે જ જમી રહેલો દેવો અંદરના ખંડમાથી માંડવીમાં આવ્યો.



દેવાને જોતાંજ બાવાની પ્રત્યેક નસમાં ભયનાં સસલાં દોડવા લાગ્યાં.

'આ એ જ માણસ.'

દેવો પહેલ કરે તે પહેલાં બાવાએ હીંમત એકઠી કરીને પેલાઓને બતાવવા દેવા તરફ આંગળી કરી.

'શું છે ? ભાઈ !'

દેવાએ મુખી તરફ જોઇને પૂછ્યું.

ગોદાવરીના મહેમાન તરીકે તમે આવ્યા છો !'

'હા, મને એ બહેને મુસાફર માનીને રાતની રાત આશરો આપ્યો છે.'

'જોયું...?'

સાધુએ ધીમેથી ગોદાવરીના સગાને એમ કહેતાં પગથી એના પગની આંગળી કચરી, અને બદમાસોની ઢબે ડાબી આંખનો ઇસારો કર્યો.

'તમારી એ બધી સફાઇ રહેવા દો.'

ગોદાવરીના સગાએ જરાક મિજાજથી કહ્યું.

'મુખી ?'

અને પછી મુખી તરફ ફરીને એણે બૂમ મારી.

'તમે આ માણસને પકડો...'

'પણ શા માટે ?'

ગોદાવરી વચ્ચે બોલી ઊઠી.

બાવાએ મુખીની સામે ઇશારત કરી, ગોદાવરીની તરફ એનું ધ્યાન ખેચ્યું.

'મારી એની સામે ફરીયાદ છે.'

'શા માટે ?'

ગોદાવરી ફરીથી બોલી ઉઠી.

'ચુપ કર.' એનો સગો તાડૂકી ઉઠયો. 'શરમાતી નથી ?

ત્યારનો બોલ તો નથી એટલે વચ્ચે કયારની ટકટક કરે છે? રાં...લુચ્ચી,'

'જેમ તેમ લવારા બંધ કરો, નહીં તો કશું સાંભળવું પડશે.

ગોદાવરીએ સિંહણની માફક ગર્જના કરી.

આમ ધમાધમી થતી સાંભળીયે આસપાસથી કેટલાંક પાડોશીઓ આવીને ટોળે વળવા માંડયા, તેમ તેમ બાવાના પગમાં જોર આવ્યું. અંધશ્રધ્ધાળુઓની જમાતની અજ્ઞાનતા અને ધર્મઘેલછા ઉપર એનો સઘળો આધાર હતો, અને દેવપરાના જેટલા ભોળા માણસો વધારે એકઠા થાય તેમાં એ પોતાનો વિજય જોતો હતો.

'આ જોગટાને અહીં કોણ લાવ્યું છે?'

ગોદાવરીએ મુખીને પૂછયું; અને મુખી કંઇ પણ જવાબ આપે તે સાંભળવા શોભ્યા વિના તેણે બાવા તરફ ફરીને કહ્યું:

'બદમાસ, પાજી, લુચ્ચા નીકળ અહીંથી, નહીં તો ધકકો મારીને કાઢીશ, શરમ નથી આવતી તને અહીં આવતાં?'

'જોયું? જોયું?' સાધુએ ટોળાનાં માણસો સામે જોઇને દયામણો દેખાવ કરતાં કહ્યું.

'ચાલ નીકળે છે કે નહીં?'

ગોદાવરીએ ફરીથી ગર્જના કરી.

'તમારે બાવાજીની સાથે બોલવાની કશી જરૂર નથી.'

મુખીએ ગોદાવરીને કહ્યું.

'જોયું ?'

બાવાએ આમતેમ આંખો ફેરવતાં કહ્યું : અને એકઠાં થતાં લોકો કુતુહલતાથી 'શું છે? શું છે?' એ પ્રશ્નો અંદર અંદર પૂછવા લાગ્યાં.



દેવો અત્યાર સુધી આ બનાવ મુંગો મુંગો જોયાં કરતો હતો. તે એટલી વાતચીત ઉપરથી, તેમજ બાવાની હાજરી ઉપરથી વસ્તુસ્થિતિ પામી ગયો હતો.

સિંહની અદાથી તે આગળ આવ્યો, અને મુખીની સામે અંગારઝરતી દ્રષ્ટિ ટાંકી તે બોલ્યો :

'કેમ ભાઇ, આપ કોણ છો, અને આ બધું શું ધાંધલ છે?'

'હું દેવપરાનો મુખી છું...'

'અને હું આ બાઇનો સગો છું...'

'વારૂ, અને આ જોગટો કોણ છે?' મેઘગર્જના વખતે સિંહ તાડુકે તે રીતે દેવો તાડુકયો.

'એ ઇ...'

ગોદાવરીનો સગો બોલી ઉઠયો.

'અમારા ગામનો એ પવિત્ર સાધુ છે એના સંબંધમાં જો કશુંયે આધું પાછું બોલ્યો છે તો તું તારી વાત સમજયો.'

'આ બાવો પવિત્ર છે એમ?' દેવાએ કટાક્ષથી પૂછયું.

'હા, અને તમને તમારા પાપી કામોના પડકાર રૂપ પણ એ જ છે, તેને લીધે કદાચ તમને...'

'શું કહ્યું ?'

'ઓય ઓયરે મા ! ' આ શું ?' દેવો અને ગોદાવરી એકી સાથે બોલી ઊઠયાં.

એ વાત સાંભળીને પ્રેક્ષકોમાંના અનેક માણસોએ મન-ગમતી કલ્પનાઓ કરવા માંડી.

'એમ કે ? આ બાવાએ તમને એ કહ્યું કેમ ?'

એકેકે એક શબ્દ ઉપર વજન મૂકતો દેવો એ વાક્ય બોલ્યો એને પછી મક્કમ પગલે આગળ વધતો તે સાધુ પાસે ગયો.

વિજળીનો ચમકારો થાય તેટલા વખતમાં તે તેની પાસે જઇ પહોંચ્યો, અને સાધુ સાવધાન થાય તે પહેલાં તે એને દાઢી પકડીને સખત આંચકો મારતાં તાડૂકયો.

'બોલ, સાળા જોગટા ! તું શું કહે છે ?'

પોતાના ગામના પવિત્ર સાધુની એ દશા જોતાંજ આસ-પાસ ઉભા રહેલા લોકોમાં ભય, ક્રોધ અને તિરસ્કારની લાગ-ણીની સણસણાટી ફેલાઇ ગઈ. બધાં એ દશામાં સ્તબ્ધ બની ગયાં.

' જોયું ? જોયું ?' કરતો બાવો તરફડીયાં મારવા લાગ્યો. પણ અત્યાર સુધી મૌન ધારીને ઉભેલા દેવાના સર્વાંગમાં હવે

ક્રોધના ભડકા સળગી રહ્યા હતા, તે બહારવટીઓ તો ભ
ચૂકેલો જ હતો. મરણનો ભય એણે પાછળ મૂકયો જ હતો.

તેણે બહારવટીઆને છાજતા શૌર્યથી એક મુક્કો ઉંચક
બાવાના જડબા ઉપર લગાવ્યો.

અને ફરીથી તેણે બૂમ મારી:

'બોલ, સાળા લુચ્ચા સાચી વાત બોલ નહીં તો મ
ગયો સમજજે.'



## ચૂંટી કાઢેલાં ઉત્તમ પુસ્તકો.

| | |
|---|---|
| વિશાલખા (પ્રેમત્રિકોણની નવલકથા) | ૨–૮–૦ |
| કવિવર રવીન્દ્રનાથ ટાગોર એમનું જીવન અને કવન | ૨–૮–૦ |
| સમાજવાદ અને સહકારદ્વારા સર્વોદય | ૨–૦–૦ |
| વૈજ્ઞાનિક સમાજવાદ | ૨–૦–૦ |
| શ્રી દેવી (બંકીમબાબુ) | ૩–૦–૦ |
| હું ને મારી બા (સુશીલ) | ૦–૧૨–૦ |
| પ્રભાતના રંગ (વિજયરાય વૈદ્ય) | ૨–૪–૦ |
| કુલલક્ષ્મી કમળા (બંગાળી નવલકથા) | ૧–૪–૦ |
| દ્રષ્ટાંત શતક | ૧–૨–૦ |
| અપ્સરા (ઇન્દુલાલ ગાંધી) | ૧–૦–૦ |
| આલબેલ (કરસનદાસ માણેક) | ૧–૮–૦ |
| મહોબતને માંડવે ,, | ૧–૦–૦ |
| સંસાર વિપ્લવ (કેશવ હ. શેઠ) | ૧–૦–૦ |
| અર્ધું અંગ | ૦–૧૨–૦ |
| ઇર્ષ્યાની આગ | ૧–૦–૦ |
| ષોડશી | ૧–૦–૦ |
| વીફરેલી ગાય (જાગીરદાર વિ ) | ૧–૦–૦ |
| લીલાદેવી | ૨–૮–૦ |
| શૃંગાર ત્રિવેણી | ૧–૪–૦ |
| સ્વાતિ | ૧–૮–૦ |
| મુકુલ | ૧–૯–૦ |
| રસિયો જીવ (સૌજન્ય) | ૩–૮–૦ |
| દીલનાં ડંખ (નવલકથા) | ૨–૮–૦ |
| જિંદગીના ખેલ (પનાલાલ પટેલ) | ૨–૮–૦ |
| ભારતીય સ્વરાજ્ય | ૪–૮–૦ |
| ખેડાની લડત (ગાંધીજી) | ૦–૮–૦ |
| અસહકાર ,, | ૨–૮–૦ |
| મારો જેલનો અનુભવ (ગાંધીજી) | ૧–૮–૦ |
| અન્ય દેશોમાં અસહકાર | ૦–૬–૦ |